પ્રકાશન નંબર : ૩૨,૩૩

من اَحْدَثَ فِىْ اَمْرِنَا هٰذَا مَالَيْسَ مِنْهُ فَهُوَ رَدٌّ (حديث)

# ઈસ્લામમાં શાદીના રીત-રિવાજો અને રસ્તા વિશેની તા'લીમ

સંપાદક

હઝરત મવ. મુફતી મુહમ્મદ આદમ સાહબ કાકોસી (દા.બ.)

જામિઅહ નઝીરિય્યહ કાકોસી (ગુજરાત -ઈન્ડિયા)

ગુજરાતી અનુવાદક

અહમદહુસૈન ઉમર ગાઝી

પ્રકાશક

(જનાબ) ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.

"બયતુલ ઈશાઅત"

મુ. પરીએજ-૩૯૨ ૦૨૧ તા. જિ. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)

મો.: ૦૯૪૨૭૮૧૬૪૮૨



પ્રકાશન નંબર : ૩૨

مَن اَحْدَثَ فِیْ اَمْرِنَا هٰذَا مَالَیْسَ مِنْهُ فَهُوَ رَدٌّ (حديث)

# ઈસ્લામમાં શાદીના રીત–રિવાજો અને રસ્તા વિશેના આદાબ

**સંપાદક**

હઝરત મવ. મુફતી મુહમ્મદ આદમ સાહબ કાકોસી દા.બ.)

જામિઅહ નઝીરિય્યહ કાકોસી (ગુજરાત –ઈન્ડિયા)

**ગુજરાતી અનુવાદક**

અહમદહુસૈન ઉમર ગાઝી

**પ્રકાશક**

(જનાબ) ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.

"બયતુલ ઈશાઅત"

મુ.પો.પરીએજ – ૩૯૨૦૨૧, તા.જિ. ભરૂચ (ગુજરાત – ઈન્ડિયા)

મો. :૦૯૪૨૭૮ ૧૬૪૮૨

- કિતાબનું નામઃ ઈસ્લામમાં શાદીના રીત–રિવાજો અને રસ્તા વિશેના આદાબ
- સંપાદક : મવ. મુફતી મુહમ્મદ આદમ સાહબ કાકોસી
- પ્રકાશન વર્ષ : ૨૦૧૫ – ડિસેમ્બર
- અનુવાદક : અહમદહુસૈન ઉમર ગાઝી

## કિતાબ મળવાનું સરનામું

(જનાબ) ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.
"બયતુલ ઈશાઅત"
મુ.પો.પરીએજ – ૩૯૨૦૨૧ તા.જિ. ભરૂચ (ગુજરાત – ઈન્ડિયા)
મો. :૦૯૪૨૭૮ ૧૬૪૮૨

## અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# પ્રકાશકીય

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....**

મુસ્લિમ સમાજમાં શાદી પ્રસંગે ખોટા, અનિષ્ટ, પાયાહીન, બિન ઈસ્લામી અને વિધર્મી રીત–રિવાજોઅને ખુરાફાત દિન પ્રતિ દિન વિસ્તરતા જ જાય છે. અમુક રીતે–રિવાજોતો એટલા બધા આમ, સાર્વત્રિક અને વ્યાપક બની ગયા છે કે કેટલાક તાલીમબદ્ધ અને દીનદાર લોકોના દિલ–દિમાગમાં પણ એની બુરાઈ, નફરત અને આભડછેટ રહેવા પામી નથી અને અવામ તથા અમુક ખવાસ પણ નિઃસંકોચપણે ગેર શરઈ રીત – રિવાજોમાં સહર્ષ અને ઉત્સાહભેર ભાગ લેતા નજરે પડી રહયા છે.

શરઈ દષ્ટિએ શાદીમાં સાદગી અને સરળતા ઈચ્છનીય, પસંદનીય, આવકારદાયક અને મસ્નૂન છે. શાદીમાં સાદગી અપનાવવામાં દીન અને દુનિયાની ભલાઈ, કામિયાબી, ખૈરિયત, આફિયત અને સલામતી સમાયેલી છે. અલ્લાહ તઆલાનો આ વાયદો છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આપણને આ હિદાયત (સૂચના) છે. જયારે અણ ઈસ્લામી રીત – રિવાજોઅને મનોરંજનથી દૂષિત, કલુષિત અને પ્રદૂષિત તથા વૈભવશાળી અને ભપકાદાર શાદી – વિવાહ કરવામાં દીનનું પણ નુકસાન છે અને દુનિયાનું પણ.

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તા'લીમ અને તરબિયતે સહાબ–એ–કિરામ (રદિ.)ને સાંગોપાંગ અને નખશિખ નબવી સુન્નતોમાં પય્કર બનાવી દીધા હતા. સહાબ–એ–કિરામ (રદિ.) પોતાના ધાર્મિક, સામાજિક અને સાંસરિક જીવનમાં નબવી સુન્નતોનું તંતોતંત પાલન કરતા હતા. એ મહાશયોની શાદીઓ અત્યંત સીધી– સાદી, સરળ, નિર્દંભ, શોભા– શણગારથી પવિત્ર, ખોટા તકલ્લુફાતથી તદન મુકત, નબવી સુન્નતોથી છલોછલ,

ફુઝૂલ ખર્ચ (અપવ્યય) થી નિર્દોષ અને જાહેરી ટિપટોપ યા ભપકાઓથી શુદ્ધ રહેતી હતી. નબવી સુન્નતોના પાલનનું જ પરિણામ છે કે સહાબ–એ– કિરામ (રદિ.) શાદીના પ્રસંગે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શિર્કતનું કષ્ટ આપવાનું પણ પસંદ ફરમાવતા ન હતા ; બલકે પોતાની શાદીઓની જાણ કરવાનું પણ પસંદ ફરમાવતા ન હતા; શાદી થયાની જાણ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પછી થતી હતી. આવી સાદી, સરળ અને સહજ રહેતી હતી એમની શાદીઓ... અને બહુધા આપણી શાદીઓ ? ? ?!

જવાબ અતિ નિરાશાજનક, નકારાત્મક, ખેદજનક, ચિંતા પ્રેરક, મૂંઝવણકારક, પીડાદાયક, દિલદ્રાવક અને દિલ – વિદારક છે. મઝહબે ઈસ્લામના હાર્દને અને મુસ્લિમ સમાજના મનને આકુળ – વ્યાકુળ કરી મૂકે અને તેમની સંવેદનાને હચમચાવી નાખે એવી શાદીઓ શા કામની ? અલ્લાહુમ્મહ્‌ફઝ્‌ના !

મુસલમાનો ! ઝરા સોચો તો દિલમેં
ફંસે હો તુમ કિસ તરહ આબો – ગિલમેં

અફસોસ કે આજે તો મુસ્લિમ બિરાદરોની અમુક શાદીઓમાં ગેર કૌમના રીત – રિવાજોએટલા વિપુલ પ્રમાણમાં જોવા મળી રહયા છે કે, આ શાદીઓ મુસ્લિમોની છે કે ગેર મુસ્લિમોની, તે જાણવાનું પણ મુશ્કેલ થઈ પડયું છે ! મતલબ કે મુસ્લિમ અને ગેરમુસ્લિમની શાદીઓ વચ્ચે ભેદરેખા દોરવાનું કપરું થઈ ગયું છે! અલ્લામા ઈકબાલ (રહ.)ની શિકાયત બિલકુલ ઉચિત સ્થાને અને આપણી વર્તમાન દુર્દશાને અનુરૂપ છે :

વઝઅ્‌મેં તુમ હો નસારા તો તમદ્દુનમેં હુનૂદ
યહ હૈં મુસલમાં કે જિન્હેં દેખકે શરમાએ યહૂદ

ચિંતન –મનન અને મનોમંથનની ક્ષણ છે કે, આપણે – અલ્હમ્દુલિલ્લાહ – મુસલમાન છીએ અને એક મુસ્લિમ હોવાના નાતે આપણે ઈસ્લામી પ્રણાલિકાઓ અને પરંપરાઓનું દઢતાપૂર્વક આચરણ કરવું જોઈએ અને ગેર કૌમના રીત – રિવાજોને તિલાંજલિ આપવી

જોઈએ. દેખાદેખી અને ડોળદંભ માટે શાદીમાં કરાતા ખોટા ખર્ચાઓને ટાળવા જોઈએ. અલ્લાહ તઆલાએ જે સજ્જનોને દોલત અતા ફરમાવી છે, તો તેને ઈસ્લામ વિરોધી રીત – રિવાજોમાં વેડફી નાખવાને બદલે અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પ્રબોધેલા ઉપદેશ પ્રમાણે ખર્ચ કરવામાં જ દીન અને દુનિયાની બેહતરી, બેહબૂદી અને સઆદતમંદી છે : "મા અતાકુમુર્રસૂલુ ફ–ખુઝૂહુ વમા નહાકુમ અન્હુ ફન્તહૂ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમને જે કાંઈ આપે, તેને લઈ લો – અપનાવી લો અને જે વાતથી તમને રોકે, તેનાથી રોકાઈ જાવ." (સૂરએ હશ્ર : ૭)

પ્રસ્તુત કિતાબ" ઈસ્લામ અને શાદીના રીત–રિવાજો"માં શાદી – વિવાહને લગતા અલ્લાહદત્ત આદેશો અને નબવી સુન્નતોનું સવિસ્તર વર્ણન કરાયું છે. આ હિતકર અને શ્રેયકર ફરમાનોને ચરિતાર્થ કરવા આપણી ધાર્મિક ફરજ અને કર્તવ્ય બને છે. એમાં જ આપણી સુખાકારી સમાયેલી છે... હળવી શૈલીમાં અને અદમ્ય શ્રદ્ધાભાવથી લખાયેલી આ કિતાબમાં સમાજજીવનને સુખમય અને સમૃદ્ધ બનાવવા માટે તથા ધર્મશ્રદ્ધાને મજબૂત બનાવવા માટે અતિ પ્રેરણાત્મક અને બોધદાયક વાંચન – સામગ્રી ઢબુરાયેલી છે. અલ્લાહ તઆલા કિતાબના લેખક હઝરત મવલાના મુફતી મુહમ્મદ આદમ સાહેબ દા.બ.(જામિઅહ નઝીરિય્યહ – કાકોશી) તથા પ્રકાશક અને સહાયકોને જઝાએ ખૈર અતા ફરમાવે અને સૌના પ્રયત્નોને કબૂલ ફરમાવી સઆદતે દારૈનનું નિમિત્ત બનાવે,આમીન!

"બયતુલ ઈશાઅત – પરીએજ" આવી ઉત્તમ અને ઉત્કૃષ્ટ કિતાબ પ્રગટ કરવાને પોતાનું સદ્ભાગ્ય અને અહોભાગ્ય માને છે. રબ્બના તકબ્બલ મિન્ના.......

મોહતાજે દુઆ
**જનાબ ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.**
"બયતુલ ઈશાઅત" મુ.પો.પરીએજ – ૩૯૨૦૨૧
તા.જિ. ભરૂચ (ગુજરાત – ઈન્ડિયા)
મો. :૦૯૪૨૭૮ ૧૬૪૮૨

# મજલિસે ઈસ્લાહે મુઆશરહ, માંગરોલના બે બોલ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ, અમ્મા બા'દ.......

ઈસ્લામ એક પવિત્ર અને સંપૂર્ણ જીવનનું નામ છે, તેને આંતરિક અને બાહય બંને પ્રકારની પાકીની એટલી મહત્તા આપી છે કે તેને અડધું ઈમાન ગણવામાં આવ્યું છે. માટે હદીસ શરીફમાં છે કે الطهارة شطر الايمان "પાકી અડધું ઈમાન છે." તેમાં બાહય પાકીને અડધું ઈમાન ગણાવ્યું છે અને આંતરિક પાકી માટે ઈર્શાદ ફરમાવ્યો :

من تزوج فقد استكمل نصف الدين فليتق الله فى نصف الباقى

જેણે નિકાહ કરી લીધાં તેણે જાણે અડધો દીન પ્રાપ્ત કરી લીધો હવે બીજા અડધા દીન માટે જાતે તકવાવાળું જીવન ગુજારે.

નિકાહને અડધો દીન કહેવામાં એક હિકમત એ પણ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિકાહ વિશે ફરમાવ્યું:

فانه اغض للبصر واحصن للفرج

નિકાહ નજરને નીચે રાખવાનું અને શર્મગાહની હિફાઝત માટેનું કારણ છે.

અલ્લાહુ અકબર, આપણો ધર્મ ઈસ્લામ કેટલો પવિત્ર, સાદો અને આસાન છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : الدين يسرٌ "દીન ઘણો આસાન છે" અને આ નિકાહ માત્ર દીન અને ઈબાદતનો એક ભાગ જ નહી, બલકે અડધો દીન છે. હવે આપણે એક બાજુ આપણી નમાઝ, રોજા વગેરે દીનનાં ક્ષેત્રો અને બીજી બાજુ મંગણી – શાદી વગેરે દીનનાં ક્ષેત્રોનું અવલોકન કરીએ, તો માલૂમ પડશે કે નમાઝ વગેરે તો થોડી – બહુ અદા કરીએ છીએ, જે દીન છે અને શાદી વગેરે કેવી રીતે કરીએ છીએ, હાલાંકે તે પણ દીન છે.

એક બાજુ આપણે હઝરત ફાતિમહ (રદિ.), અઝવાજે મુતહ્હરાત, હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.) અને બીજા

સહાબ–એ–કિરામ (રદિ.) અને અવલિયા (રહ.)ના નિકાહ પર નજર નાખીશું તો કેટલા સાદા નિકાહ હતાં, બીજી બાજુ આપણા રીત–રિવાજો, ફુઝૂલખર્ચી અને અપવ્યયથી ભરપૂર શાદીઓ પર નજર કરીએ તો કેટલી મોંઘી શાદી થઈ ગઈ છે.

કયાંક શાદીથી પહેલા બાંધકામ અને ફર્નિચરમાં અપવ્યય.

કયાંક પ્રસંગોમાં ફુઝુલખર્ચી.

કયાંક ખાવા ખવડાવવામાં દેખાડો તો કયાંક દહેજમાં નામના,

કયાંક નોતરું – ચાંદલો અને તિલકના નામ પર લેવડ – દેવડ

કયાંક દુલ્હા – દુલ્હન માટે જરૂરતથી વધારે કપડાં,

કયાંક શાદીમાં મંડપ અને આમંત્રણ પત્રિકા,

કયાંક ફોટોગ્રાફી અને બે–પર્દગીનું પૂર.

શોર હે હો ગએ, દુનિયાસે મુસલમાન નાબૂદ
હમ કહતે હે કે થે ભી, કહીં મુસલમાં મોજૂદ
વઝઅમેં તુમ હો નસારા તો તમદ્દુનમેં હુનૂદ
યહ મુસલમાન હૈં જિન્હેં દેખ કે શરમાએ યહૂદ

ટૂંકમાં આપણા પ્રસંગો રીત – રિવાજોઅને ગુનાહોનાં કારણો બનતા જાય છે, કયાંક તો માનવી કુટુંબ અને રિશ્તેદારોના પ્રભાવ હેઠળ તેને કરે છે તો કયાંક બાળકો અને પત્નીની મીઠી મીઠી વાતોથી પ્રભાવિત થઈ જાય છે.સાચું પૂછો તો એ જાણવા મળશે કે આજનો મુસલમાન મંગણી – શાદીના પ્રસંગે પત્ની અને બાળકોને તો ખુશ કરે છે ; પરંતુ અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખુશ કરવાની કોઈ ફિકર નથી.الی الله المشتکی

ટૂંકમાં જયારે પણ કોમો અને કુટુંબમાં આ પ્રકારના ખોટા રિવાજોએ દેખા દીધી તો તરત જ તે સમયના ઉલમાએ કિરામે તેને રોકવાની અને સુધારણાની કોશિશ કરી. તે ઉલમાએ કિરામમાંથી આપણા યુગના આલિમે રબ્બાની, મર્દે હક્કાની હઝરત શૈખ મુફતી મુહમ્મદ આદમ સાહેબ પાલનપૂરી (દા.બ.) છે, જેઓ આ પ્રકારની શરીઅત વિરુદ્ધ

ચીજોના સુધાર માટે તકરીરી (પ્રવચન રૂપે), તહરીરી (લેખનકળા વડે) ઈજતિમાઈ (સામૂહિક) અને ઈન્ફિરાદી (વ્યકિતગત) દરેક પ્રકારની કોશિશોમાં લાગેલા રહે છે અને وَلَا يَخَافُونَ لَوْمَةَ لَائِمٍ નો નમૂનો બનીને મેદાનમાં કૂદી પડે છે.

આ સિલસિલાનું એક પુસ્તક "ઈસ્લામ ઔર શાદીકી રસ્મેં "છે, જે ગુજરાતના અલગ અલગ વિસ્તારોમાં ચાલતા રિવાજોની સુધારણા માટે લખવામાં આવ્યું છે. તે ટૂંકું હોવા છતાં તેમાં મહત્વની અને જરૂરી વાતો લખાયેલી છે.

પહેલી આવૃત્તિની કબૂલિયત અને લોકોના તકાદાને લીધે ફરી આ પુસ્તક છપાવવાની જરૂરત ઊભી થઈ તો હઝરત મુફતી સાહેબે "મજલિસે ઈસ્લાહે મુઆશરહ–માંગરોલ "જે આ પ્રકારની સુધારણાની પ્રવૃત્તિઓ કરે છે તેનાથી આ પુસ્તક છપાવવા વિશે તઝકિરો કર્યો તો અમારા સાથીઓ તેને છપાવવાની કોશિશમાં લાગી ગયા.

અમે મજલિસે ઈસ્લાહે મુઆશરહ–માંગરોલના સભ્યો હઝરત શૈખ મુફતી સાહેબ(દા.બ.)ના આભારી છીએ કે આપે આ પુસ્તક છપાવવાનો મોકો અર્પણ કર્યો. ઉપરાંત, અમે જનાબ હાજી મુહમ્મદ હુસૈન ઈસા ઉદિયાના પણ આભારી છીએ કે તેમણે આ પુસ્તકને છપાવવાનો ખર્ચ પોતાના શિરે લઈ લીધો.અલ્લાહ તઆલા હઝરત મુફતી સાહેબ(દા.બ.)ના આ સંપાદનને કબૂલ ફરમાવે અને હાજી મુહમ્મદ હુસેન સાહેબની આ ભેટને કબૂલ ફરમાવી દુનિયા – આખિરતમાં ઉત્તમ બદલો અતા ફરમાવે. ઉલમા અને અવામને વધુમાં વધુ તેનાથી લાભ ઉઠાવવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન !

ઉપરાંત, મજલિસે ઈસ્લાહે મુઆશરહની આ નાનકડી કોશિશને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી વધુ ખિદમત કરવાની હિમ્મત અને તૌફીક નસીબ ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !

ઈ દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ

વ સલ્લલ્લાહુ તઆલા અલા ખૈરિ ખલ્કિહી મુહમ્મદિવં વઆલિહી વઅસ્હાબિહી અજમઈન.

(૫ સફર ૧૪૩૩ હિ.સ. ૧ જાન્યુઆરી ૨૦૧૨ મંગળવાર)

# ઉલમાએ કિરામની ખિદમતમાં

અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા,વ સલામુન્ અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા, અમ્મા બા'દ

હઝરાતે ઉલમાએ કિરામ ! આ પુસ્તકનો હેતુ એ છે કે આપણી શાદીઓ હુઝૂર(ﷺ)ના પવિત્ર તરીકા પ્રમાણે થવા લાગે,કારણ કે જીવનના દરેક ક્ષેત્રમાં આપ(ﷺ)ના પવિત્ર તરીકાની પેરવીમાં આપણી સફળતા છુપાયેલી છે.

આ મકસદ ત્યારે પૂરો થઈ શકે છે કે જયારે આપણી શાદીઓમાં જે શરીઅત વિરુદ્ધની રસમો અને રીત–રિવાજોછે તેને સંપૂર્ણ છોડી દેવામાં આવે, કારણ કે એ સુન્નતની વિરુદ્ધ છે. એક હદીસ શરીફમાં છે કે હક તઆલા ત્રણ વ્યકિતઓ પર ઘણો ગુસ્સે થાય છે, જેમાં એક તે વ્યકિત પણ છે જે મુસલમાન થઈને જાહિલિય્યત(બિન ઈસ્લામી)ના તરીકા અપનાવે, અને સ્પષ્ટ છે કે અલ્લાહ તઆલાનો સામાન્ય ગુસ્સો પણ કોઈ સહન કરી શકતું નથી, તો વધારે ગુસ્સાને તો કોણ વેઠી શકે છે?

માટે જે ઉલમાએ કિરામ પાસે આ પુસ્તક પહોંચે, તેમને અરજ છે કે તેઓ પ્રથમ ધ્યાનથી વાંચી જાય અને શાદીની મોસમમાં લગભગ એક મહિના પહેલાં નમાઝ પછી લોકોને થોડું થોડુ સમજાવે અને તેના પ્રતિ તેમને તરગીબ આપે કે તેઓ કોઈ કામ શરીઅત વિરુદ્ધનું ન કરે અને સુન્નત પ્રમાણે શાદી કરે.

બીજું આ પુસ્તકમાં જે વિષયો સ્ત્રીઓ સંબંધી છે દા.ત. નોતરું, ચાંદલો કરવો, છોકરીની વિદાય વખતે ઘણી સ્ત્રીઓનું સાથે જવું, વલિમહ અને બરાતમાં સ્ત્રીઓનું બેપર્દા થવું, તલાક થયેલી અને વિધવા સ્ત્રીઓનું જરૂરત છતાં નિકાહ ન કરવા. શાદી પછી છોકરીને થોડા દિવસ સાસુના ઘરે મોકલી પાછી બોલાવવા જવી વગેરે.. આ બાબતો આ પુસ્તકમાંથી વાંચી પોતાના ઘરની સ્ત્રીઓને પોતાની જબાનમાં

સમજાવવી અને તે બુરાઈઓને છોડવા પર તૈયાર કરવી અને ગામ કે શહેરની સ્ત્રીઓને મોકા પ્રમાણે બયાન મારફતે સમજાવવી કે આ ગુનાહનાં કાર્યો છે, જેથી સ્ત્રીઓ પણ આ શરીઅત વિરુદ્ધનાં કાર્યો છોડવામાં અને સુન્નત તરીકાઓ અપનાવવામાં મદદગાર બની શકે.

ત્રીજું વ્યકિતગત રીતે પણ જયાં શાદી થવાની હોય ત્યાં જઈ તરગીબ અને પ્રેરણા સાથે તેમને સમજાવવામાં આવે, જેથી આ ત્રણેય કોશિશોના પરિણામે એક માહોલ તૈયાર થાય. આ કોશિશોથી જો શાદીનો મસ્નૂન તરીકો આમ થઈ ગયો અને નાજાઈઝ ચીજોખતમ થઈ ગઈ, તો તેની ઉપર જેટલા લોકો ચાલશે તેનો સવાબ તે કોશિશ કરનારાઓને પણ મળશે. જેમકે હદીસ શરીફમાં છે :

હિદાયત તરફ બોલાવનારને એટલો જ સવાબ મળે છે જેટલો તેની પેરવી કરનારને મળે છે.( મિશ્કાત : ૧ /૨૯)

اِنْ اُرِيْدُ اِلَّا الاِصْلَاحَ مَااسْتَطَعْتُ وَمَا تَوْفِيْقِىْ اِلَّا بِاللّٰهِ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْب

وصلى الله على النبى الكريم وعلى آله وصحبه اجمعين

**મુફતી મુહમ્મદ આદમ કાકોશી (દા.બ.)**

મદ્રસા નઝીરિય્યહ, કાકોસી



# અભિપ્રાય

*અઝ : હઝરત મવલાના અબ્દુલ કાદિર સાહેબ પટની (દા.બ.)*

હામિદવ્ વ મુસલ્લિયવ્ વ મુસલ્લિમા....

ઈસ્લામ ધર્મ એવો પૂર્ણ ધર્મ છે જેમાં કોઈ નાનકડી વસ્તુને પણ બતાવવાની બાકી રાખી નથી,ત્યાંથી આગળ વધીને પેશાબ– સંડાસ જેવા સામાન્ય કાર્યોના પણ લાભ અને ગેરલાભો બતાવ્યા છે, તેની ઉપર અમલ કરવાથી આખિરતમાં સવાબ સાથે દુનિયામાં પણ નુકસાનોથી બચી શકાય છે. તેનાથી અજાણ હોવાને કારણે સુસંસ્કૃત કોમો મોટી અને ભયાનક બીમારીઓનો ભોગ બને છે. فَلِلّٰہِ الْحَمْدُ، وَلَہُ الشُّکْرُ

આપણી જરૂરતોમાંની એક જરૂરત શાદી છે. તેની મહત્તા માત્ર કુર્આન, હદીસ અને બુઝુર્ગોનાં કથનોથી જ નહીં ; બલકે બુદ્ધિની દ્રષ્ટિએ પણ સ્પષ્ટ છે અને તેનો ત્યાગ કરવામાં વ્યકિતગત અને સામાજિક મોટાં મોટાં નુકસાનો છે, પરંતુ આજના આધુનિક રીત – રિવાજોને કારણે આ જરૂરત પૂરી કરવી ઘણી મુશ્કેલ થઈ ગઈ છે. ઉપરાંત, થોડી ગફલતોને કારણે કેટલીક વખતે શાદી થયા પછી પણ તે ફાયદા પ્રાપ્ત થઈ શકતા નથી જે અલ્લાહ તઆલાએ તેમાં રાખ્યા છે; બલકે અમુક વખતે તો આ શાદી આબાદીને બદલે બરબાદીનું કારણ બની જાય છે, એટલા માટે શાદીના ઈસ્લામી તરીકાઓને જાણવા અને હિમ્મત સાથે તેની ઉપર અમલ કરવો તેમજ સમાજમાં તેનો ફેલાવો કરવો દરેકની જવાબદારી છે.

અલ્લાહ તઆલા સંપાદક હઝરત મવલાના મુફતી આદમ સાહેબ (મુ.ઝિ.)ને જજાએ ખૈર નસીબ ફરમાવે કે હઝરતે الـــدیـــن النصیحۃ "દીન ભલાઈનું નામ છે"ના અનુસંધાનમાં આ પુસ્તક તૈયાર કરીને અમારું કામ આસાન કરી દીધું, કારણ કે પુસ્તક નાનકડું છે, જેથી વાંચવામાં આળસ ન આવે. આપણા સમાજમાં પ્રસરેલા રીત–રિવાજોનું વર્ણન કરીને તેની બુરાઈ સ્પષ્ટ કરી દીધી છે. જેથી ગાફેલની ગફલત દૂર થઈ જાય અને તેના મુકાબલામાં સત્ય રિવાજો રજૂ કરવામાં આવે, જેથી

તેની ઉપર અમલ કરવો આસાન બને.

આજે જયારે આપણાં બધાં ક્ષેત્રોમાં શરીઅત વિરુદ્ધની વાતો પ્રવેશી ગઈ છે અને શાદીઓ તો તેમાં ખૂબ જ આગળ વધી ગઈ છે, જરૂરત એની છે કે આપણાં યુવાનો, મા–બહેનો અને કુટુંબના વડીલો પોતાની અને પોતાના નજીકના સગાં – સંબંધીઓની શાદીના મોકા પર શાદી આવતા પહેલાં આ પુસ્તક વાંચી લે અને વિચારે કે આપણી શાદીઓ વધારે ને વધારે કેવી રીતે પવિત્ર અને કબૂલ થાય અને તેમાં થતા ખોટા રિવાજોદૂર કરવામાં આવે, જરૂર પડે તો એ વિશે બધાંએ ભેગાં મળીને મશ્વેરો કરવો, સ્થાનિક ઉલમાએ કિરામની પણ મદદ માંગે અને સખતી તેમજ ગુસ્સાને બદલે હિકમતથી તેને અમલમાં લાવવાની કોશિશ કરે. હજુ અલ્હમ્દુ લિલ્લાહ, આપણા મોટા ભાગના લોકોમાં તે ગયરત છે કે કોઈ સમજાવીને સહીહ રીતે દીનની વાત રજૂ કરે અને તેનો આસાન તરીકો બતાવે તો લોકો તેને અમલમાં લાવે છે. આપણે તેનાથી ફાયદો ઉઠાવવો જોઈએ અને તેની જરૂર કોશિશ કરવી જોઈએ. મુહતરમ હઝરત મુફતી સાહેબની આ કોશિશથી ખુશીનું એક કારણ એ પણ છે કે અમારા વિસ્તારમાં લેખન – સંપાદનનો સિલસિલો લગભગ એક મુદતથી બંધ થઈ ગયો હતો, પરંતુ હવે અલ્હમ્દુ લિલ્લાહ! આ મેદાનમાં પણ ઘણા મિત્રોએ ચાલવાની શરૂઆત કરી છે, જે ભવિષ્ય માટે ખુશીની વાત છે. અલ્લાહ કરે કે આ મેદાનમાં પણ અમે આગળથી આગળ વધીએ....

وماتوفيقى الا بالله العزيز القدير

وصل الله تعالى على خير خلقه سيدنا محمد النذير البشير

(મવલાના) અબ્દુલ કાદિર નદવી મજાહિરી (સા.મ.ઝિ.)



# થોડીક હદીસો

(૧) اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَانًا اَحْسَنُهُمْ خُلُقًا، وَخِيَارُكُمْ خِيَارُكُمْ لِنِسَائِهِمْ

અર્થ : પૂર્ણ ઈમાનવાળો મો'મિન તે છે, જેના અખ્લાક સારા હોય અને તમારામાં શ્રેષ્ઠ તે લોકો છે, જે પોતાની સ્ત્રીઓ સાથે શ્રેષ્ઠ હોય. (તિરમિઝી)

(૨) اَبْغَضُ الْحَلَالِ اِلَى اللّٰهِ الطَّلَاقُ

અર્થ : જાઈઝ કામોમાં સૌથી અપ્રિય કાર્ય અલ્લાહ તઆલાની નજીક તલાક છે. (અબૂ દાવૂદ)

(૩) હઝરત મુહમ્મદ બિન લબીદ (ﷺ) ફરમાવે છે કે આપ (ﷺ)ને એક વ્યકિત વિશે જાણ થઈ કે તેમણે પોતાની પત્નીને એક સાથે ત્રણ તલાક આપી દીધી છે, તો હુઝૂર (ﷺ) એ ગુસ્સે થઈને ઈર્શાદ ફરમાવ્યો :

اَيُلْعَبُ بِكِتَابِ اللّٰهِ عَزَّ وَجَلَّ وَاَنَا بَيْنَ اَظْهُرِكُمْ ؟

અર્થ : શું અલ્લાહ તઆલાની કિતાબ સાથે હમણાંથી જ રમત શરૂ થઈ ગઈ, હાલાંકે હું તમારી વચ્ચે હાજર છું.

મસ્અલો : એક સાથે ત્રણ તલાક આપવી સખત ગુનાહિત કૃત્ય છે, તેનાથી બચવું જરૂરી છે.





بسم الله الرحمن الرحيم

اَلْحَمْدُ لِوَلِيِّهٖ، وَالصَّلٰوةُ عَلٰى نَبِيِّهٖ مُحَمَّدٍ وَّآلِهٖ

اَمَّابَعْدَ

فَاَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْم، بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْم

وَمَنْ يُطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ فَازَفَوْزًاعَظِيْماً

અર્થ : જે વ્યકિત પણ અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)નું કેહવું માનશે તે ખરેખર મહાન સફળતા પ્રાપ્ત કરશે.

## દીન સમજવામાં એક ભૂલ અને તેનું નિવારણ

દીન માનવીની જિંદગીની તે કિંમતી પૂંજી છે જે માનવીને દુનિયા અને આખિરતમાં સફળતા અપાવશે, પરંતુ દીન શું છે ? આ એક અગત્યનો સવાલ છે. લોકોએ દીનને સીમિત સમજી લીધો છે. સામાન્ય રીતે લોકો અમુક ઈબાદતોને જ સંપૂર્ણ સમજે છે, ભલે તેનો વ્યવહાર સારો ન હોય, તેની લેવડ – દેવડમાં ગરબડ હોય, તેની આદતો ખરાબ હોય, તેમ છતાં તે તહજ્જુદ પઢે છે એટલે તેને દીનદાર સમજવામાં આવે છે, હાલાંકે જીવનના દરેક ક્ષેત્રમાં હુઝૂર (ﷺ)ને પોતાના ઈમામ બનાવવાનું નામ દીન છે, ભલે તે ઈબાદત હોય કે મુઆમલાત, મુઆશરત હોય કે અખ્લાક અથવા હૃદયમાં કોઈ વાતને સ્થિર કરવાનો મસ્અલો હોય, જેને અકીદો કહે છે.

## મુઆમલાત,મુઆશરત અને અખ્લાકમાં આપણી કમજોરી

મુઆમલાત, મુઆશરત અને અખ્લાકના આ ત્રણેય ક્ષેત્રોને આપણે દીનથી અલગ સમજીએ છીએ, જાણે તેમાં હુઝૂર (ﷺ)ને ઈમામ માનતા નથી. મુઆમલાતનું ક્ષેત્ર ખરાબ છે કે વ્યાજથી પણ બચતા નથી ; બીજાનો માલી હક અદા કરવો મુશ્કેલ લાગે છે, હાલાંકે હદીસ શરીફમાં છે, હરામ માલથી જે શરીરનું પાલનપોષણ થયું હોય તે જહન્નમમાં જશે. અખ્લાકનું ક્ષેત્ર જોઈએ તો એવા બુરા અખ્લાક કે

પિતા પુત્રથી પરેશાન, પુત્ર પિતાથી પરેશાન, પતિ પત્નીથી પરેશાન, પત્ની પતિથી પરેશાન, આ વસ્તુ હુઝૂર (ﷺ)ના પવિત્ર અખ્લાક છોડવાને કારણે છે.

મુઆશરતનું ક્ષેત્ર જોઈએ તો મુસ્લિમ અને બિન મુસ્લિમમાં કોઈ તફાવત નથી. મોટા ભાગના મુસલમાનો એવા છે જેમનો મુઆશરહ (સમાજ) બિન ઈસ્લામી છે, એટલે કે રીત – રિવાજ અને રહેણી કરણી બધુ બિન ઈસ્લામી છે.

ખાસ કરીને મંગણી અને શાદીના પ્રસંગો પોતાના બાપ–દાદાના તરીકા પર થઈ રહયા છે.

## બિન મુસ્લિમોના રિવાજ પર અલ્લાહનો ગુસ્સો

બેકાર પ્રથાઓ અપનાવવા પર હદીસ શરીફમાં સખત ધમકી ઉચ્ચારવામાં આવી છે, એક હદીસમાં છે :

عن ابن عباس قال قال رسول الله ﷺ ابغض الناس الى الله ثلثة وعد منها ومبتغ فى الاسلام سنة الجاهلية.

હુઝૂર (ﷺ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાને ત્રણ પ્રકારના લોકો ઘણા અપ્રિય છે, પછી આપે તેમાં તે વ્યકિતનો ઉલ્લેખ ફરમાવ્યો, જે ઈસ્લામમાં જાહિલિય્યતનો તરીકે અપનાવે. (મિશ્કાતઃ પાન નં. ૨૭)

ફાયદો : આ હદીસમાં બધા બુરા તરીકાઓ અને ગેર કોમોના રીત–રિવાજો અપનાવવા પર અલ્લાહ તઆલાનો ગુસ્સો બયાન ફરમાવ્યો છે અને જાહેર છે કે અલ્લાહ તઆલાનો સામાન્ય ગુસ્સો પણ કોઈ વેઠી શકતું નથી તો ઉચ્ચ દરજજાના ગુસ્સા અને અજાબને કોણ વેઠી શકશે ? (બેહિશ્તી ઝેવર : ૬)

## બરાતનો રિવાજ શરીઅત વિરુદ્ધ

આ રિવાજ સુન્નત અને શરીઅત વિરુદ્ધ છે, તેમાં ઘણી ખરાબીઓ અને ગુનાહ છે.હઝરત થાનવી (રહ.) ફરમાવે છે : બરાતને પણ શાદીનો એક મહત્વનો ભાગ સમજવામાં આવે છે અને તેના માટે

કન્યાપક્ષ ખૂબ જ આગ્રહ અને તકરાર કરે છે. મતલબ તેનાથી માત્ર નામના અને ગર્વ છે. (બેહિશ્તી ઝેવરઃ ૬)

આ વાત યાદ રહે કે નામના અને ગર્વ માટે કોઈ પણ કામ કરવું હરામ છે, હાલાંકે જે નમાઝ, રોજા, સદકા અને ખૈરાત પણ લોકોને દેખાડવા માટે હોય તેને હદીસ શરીફમાં શિર્ક ફરમાવ્યું છે :

عن شداد بن اوس قال سمعت رسول الله ﷺ من صلى يرائى فقد اشرك ومن صام يرائى فقد اشرك ومن تصدق يرائى فقد اشرك.

રસૂલુલ્લાહ(ﷺ)એ ફરમાવ્યુંઃ જેને (લોકોને)દેખાડવા માટે નમાઝ પઢી તેણે શિર્ક કર્યું અને જેણે (લોકોને) દેખાડવા માટે રોજા રાખ્યા તેણે શિર્ક કર્યું,જેણે દેખાડવા માટે સદકો કર્યો તેણે શિર્ક કર્યું.(મુસ્નદે અહમદ)

ફાયદો : યાદ રહે કે આ હદીસ શરીફમાં નમાઝ,રોજા અને સદકા–ખૈરાતનો ઝિક્ર માત્ર ઉદાહરણ માટે છે, નહિ તો તે સિવાય પણ જે અમલ લોકોને દેખાડવા માટે અને તેમની નજરોમાં શ્રેષ્ઠ બનવા માટે કરવામાં આવશે તે પણ એક પ્રકારનું શિર્ક ગણાશે અને તેને કરનારો સવાબને બદલે અલ્લાહ તઆલાના ગુસ્સાનો હકદાર બનશે.

(મઆરિફુલ હદીસઃ ૨/૨૩૦)

બીજી એક પ્રખ્યાત હદીસ પ્રમાણે કિયામતના દિવસે સૌથી પહેલાં જહન્નમમાં નાખવામાં આવનાર નામના પ્રાપ્ત કરનારો આલિમ અને આબિદ, નામના મેળવનાર શહીદ અને સખી હશે. તેની બુનિયાદ પણ નામના અને ગર્વ જ હશે.

## બરાતની શરૂઆત કેવી રીતે થઈ ?

બરાત વિશે હઝરત થાનવી(રહ.)ફરમાવે છે કે, "બરાત હિન્દુઓની શોધ છે,કોઈ અજબ નથી કે જયારે માર્ગો પર સલામતી ન હતી તે વખતે દુલ્હન અને તેના માલ–સામાનની સુરક્ષા માટે બરાત લઈ જવાની શોધ થઈ હોય પરંતુ હવે તો ન તે જરૂરત બાકી રહી અને ન તે મસ્લિહત. માત્ર ગર્વ અને પ્રદર્શન બાકી રહી ગયું છે. પછી મોટા ભાગે

એવું બને છે કે બોલાવ્યા ૫૦ અને પહોંચી ગયા ૧૦૦. પ્રથમ તો બોલાવ્યા વગર આ રીતે કોઈના ઘરે જવું હરામ છે. હદીસ શરીફમાં છે જે વ્યકિત દા'વતમાં બોલાવ્યા વગર જાય તો તે ચોર બનીને ગયો અને લૂંટારો બનીને નીકળ્યો.(બેહિશ્તી ઝેવર)

## બરાતમાં એક ગુનોહ મુસલમાનોની ઈજ્જત લૂંટવી છે

હઝરત થાનવી (રહ.)ફરમાવે છે: જયારે પચાસને બોલાવ્યા અને સો પહોંચી ગયા તો તે બોલાવનારની બેઈજજતી થાય છે.(બેહિશ્તી ઝેવર)

એક હદીસમાં આપ(ﷺ)નો ઈરશાદ છે:બદતરીન(તુચ્છ)વ્યાજ મુસલમાનોની આબરૂ લૂંટવી છે.બીજી હદીસમાં છે, વ્યાજ ખાવું પોતાની માતા સાથે ઝિના કરવાથી પણ વધારે સખત અને તુચ્છ ગુનોહ છે.

## કન્યા પક્ષ તરફથી બિરાદરીને ખવડાવવાની વ્યવસ્થા કરવી યોગ્ય નથી

છોકરી વાળાઓ તરફથી બિરાદરીને ખવડાવવાનો રિવાજ સહાબા(رضي الله عنهم), તાબિઈન(રહ.) અને તબ્એ તાબિઈન(રહ.)ના યુગમાં ન હતો, માટે આ રિવાજ યોગ્ય નથી. ખાસ કરીને તેના માટે કરજ લેવું એ તો તેના કરતા પણ વધારે ખતરનાક છે.

## બિરાદરીને ન ખવડાવવા પર છોકરી અથવા તેના પિતાને મહેણાં–ટોણાં મારવા જાઈઝ નથી

એવી રીતે કોઈ છોકરીની શાદીમાં બિરાદરીને ખાવાનું ન ખવડાવવાના કારણે તેને અથવા તેના પિતાને મહેણાં–ટોણાં આપવા જાઈઝ નથી અને માટો ગુનોહ છે.

જો છોકરીવાળાઓએ રિવાજ અથવા શરમમાં અથવા નામના મેળવવાની નિય્યતથી ખાવાનું ખવડાવ્યું છે તો એ ખાવાનું પણ હલાલ નથી :

لا يحل مال امرئ مسلم الا بطيب نفس منه.

કોઈ મુસલમાનનો માલ તેની દિલી ખુશી વગર હલાલ નથી.

બીજી એક હદીસમાં છે :

عن ابی هريرةؓ قال قال رسول الله ﷺ المتباريان لايجابان ولايؤكل طعامهما قال الامام احمد يعنى المتعارضين بالضيافة فخراً و رياءً

અર્થ : હુઝૂર (ﷺ)એ ફરમાવ્યું : એક બીજા પર ગર્વ કરવા માટે ખવડાવનારાઓની દા'વત સ્વીકારવામાં આવે નહીં અને તેનું ખાણું ખાવામાં આવે નહી.(મિશ્કાતઃ પાન નં.૨૭૯)

ફાયદો : આ હદીસથી માલૂમ પડયું કે જે વલીમો એક બીજા પર ગર્વ કરવા માટે હોય તેમાં હાજર રહેવું જાઈઝ નથી.

## શાદીના વિવિધ પ્રસંગોમાં સ્ત્રીઓએ એકત્ર થવું ગુનાહિત કૃત્ય છે

વિવિધ પ્રસંગોમાં સ્ત્રીઓ એકત્ર થાય છે અને બેપર્દગી તેમજ નિર્લજજતા ફેલાય છે, હાલાંકે શરીઅતે સ્ત્રીને શરીર,આકર્ષક પોશાક બલકે અવાજ પણ અજાણી વ્યકિતથી છુપાવવાનો આદેશ આપ્યો છે. હઝરત થાનવી(રહ.)ફરમાવે છે કે સ્ત્રીઓનું સાવચેતી વગર બહાર જવું- જેવું કે આજે છે જાઈઝ નથી. ન સગાં-સંબંધીઓને ત્યાં અને ન કોઈ બીજાને ત્યાં, ન શાદી-વિવાહમાં અને ન મોત-મય્યિતમાં, ન બીમારપૂર્સીમાં અને ન મુબારકબાદી વખતે બલકે વિવાહ-બરાત વખતે જયારે કે ટોળું અને મેહફિલ ભરાઈ હોય તો પોતાનાં સગાં-સંબંધીઓને ઘરે જવું પણ જાઈઝ નથી. જો પતિએ ઈજાઝત આપી તો તે પણ ગુનેહગાર થશે. અફસોસ છે કે આ હુકમ પર હિન્દુસ્તાનમાં કયાંય

અમલ નથી, બલકે તેને તો નાજાઈઝ પણ સમજતા નથી, બલકે તેને જાઈઝ સમજી રહયા છે. (અખ્તરી બેહિશ્તી ઝેવર : ૬)

ફાયદો : તેનાથી માલૂમ થયું કે વલિમામાં, બરાતમાં, છોકરીની વિદાય વખતે, હાજીઓની રવાનગી અને વાપસીમાં અથવા કોઈના મૃત્યુ પર તઅઝિયત માટે સ્ત્રીઓએ આમ રિવાજ પ્રમાણે ભેગા થવું શરઈ દ્રષ્ટિએ મનાઈ છે અને મહાન ગુનો છે.

## સ્ત્રીઓનું બનાવ શણગાર સાથે ગેર મહરમો સામે આવવું લા'નતપાત્ર

એક હદીસમાં છે :

عن عائشةؓ قالت بينمارسول الله ﷺ جالس فی المسجد اذدخلت امرأة مزينة ترفل فی زينة لها فقال النبی ﷺ ايها الناس انهوا نسائكم عن لبس الزينة والتبختر فی المسجد فان بنی اسرائيل لم يلعنوا حتى لبس نسائهم الزينة وتبختروا فی المساجد

અર્થ : હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે એક વાર રસૂલુલ્લાહ (ﷺ) મસ્જિદમાં તશરીફ ફરમા હતા કે એક સ્ત્રી કબીલા મુઝયનાની બનાવ શણગારના પોશાકમાં મટકતી મસ્જિદમાં આવી તો આપ (ﷺ)એ ફરમાવ્યું : હે લોકો ! પોતાની સ્ત્રીઓને બનાવ શણગારનો પોશાક પહેરીને મસ્જિદ (વગેરે) માં આવવાથી રોકો, કારણ કે બની ઈસ્રાઈલ પર ત્યાં સુધી લા'નત ન થઈ જયાં સુધી તેમની સ્ત્રીઓએ બનાવ– શણગાર વાળા પોશાક પહેરીને મસ્જિદમાં આવવાનું શરૂ ન કર્યું. (ઈબ્ને માજહ)

ઉપરાંત ફતાવા રહિમીય્યહમાં છે," જો સ્ત્રી દાઈ છે અથવા મૃતકોને ગુસલ આપે છે અથવા તેની ઉપર કોઈનો હક આવે છે તો પરવાનગીથી અથવા વગર પરવાનગીએ દરેક રીતે જઈ શકે છે. તે સિવાય ગેર મહરમોની મુલાકાત અથવા બીમારપુર્સી અથવા વલિમામાં જવાની પરવાનગી ન આપવામાં આવે અને જો પતિએ પરવાનગી

આપી અને ગઈ તો બન્ને ગુનેહગાર થશે, કારણ કે બુરી વાતથી રોકવું પણ ફર્ઝ છે અને ફર્ઝ છોડવું ગુનોહ છે.

## શાદી સમયે લેવડ – દેવડની રસમ

શાદી સમયે કંઈક લેવડ – દેવડ પણ થાય છે, જેનું નામ લોકોએ હદિયો આપી દીધું છે, હાલાંકે હદિયો અસલ મકસદ નથી, બલકે રીત – રિવાજ મકસદ હોય છે. હદિયા માટે શાદી વગર બીજી હાલતોમાં કોઈ કરજ લેતું નથી અને પોતાની હેસિયતને સામે રાખે છે, પરંતુ શાદીના સમયે એ ખ્યાલ કરે છે કે ભલે તંગી થાય અથવા કરજ લેવું પડે, પણ આટલું તો આપવું જ પડશે, એ દલીલ છે એ વાતની કે હદિયો મકસદ નથી, રસમની પાબંદી મકસદ છે. માટે આ જરૂરી બની ગયું ; અર્થાત્ શરીઅતે જે ચીજને જરૂરી ન કહી હોય તેને પોતાના તરફથી જરૂરી ગણી લેવી હકીકતમાં શરીઅતથી મુકાબલો છે.

આ લેવડ–દેવડમાં બીજી બુરાઈ જે ઘણી ભયાનક છે, તે જે હઝરત થાનવી (રહ.)એ "અશરફુલ જવાબ"માં બયાન કરી છે, જે તૌબાથી પણ માફ થવી મુશ્કેલ છે, એટલા માટે કે તેને કોઈ ગુનોહ સમજતું નથી બલકે તેની ઉપર ગર્વ કરે છે અને તેની હકીકત એ છે કે આ લેવડ–દેવડ કરજ છે અને તે કરજ પરત કરવું જરૂરી છે અને આ મસ્અલો પણ સ્પષ્ટ છે કે કોઈ વ્યકિત વારસામાં કંઈક કરજ લોકોને ઝિમ્મે છોડીને મરે તો તે કરજ પણ બધા વારસદારોની માલિકીનું હોય છે, માટે જોકોઈ વ્યકિત બીજાની શાદીઓમાં(૨૦૦)રૂપિયા આપીને મરી જાય તો આ કરજ પણ બધા વારસદારોમાં વહેંચવું જરૂરી છે, પરંતુ કોઈ એવું નથી કરતું બલકે તે પિતાનો મોટો પુત્ર પોતાના કોઈ સંબંધીની શાદી જયારે થાય છે તો તે આપેલા રૂપિયા પરત આવે છે અને મોટો પુત્ર તે પોતે જ લઈ લે છે અને નાબાલિગ ભાઈ–બહેનો જે અનાથ છે, તેમનો હક મારે છે અને અનાથનો માલ ખાવા વિશે જે વઈદ (ધમકી) કુર્આનમાં આવી છે اِنَّمَا يَاْكُلُوْنَ فِيْ بُطُوْنِهِمْ نَارًا "તેઓ પોતાના પેટમાં આગ ભરે છે" નું ઉદાહરણ પુરું પાડે છે, જેમની પાસે આપેલા

રૂપિયા પરત આવે છે અને જે લોકોએ તે રૂપિયા પરત કર્યા છે તેમનો ગુનોહ એ છે કે તેમને સામૂહિક રકમ એક ભાગીદારને આપી દીધી, હાલાંકે બીજા વારસદારોનો તેમાં હક હતો, જે તેમને વહેંચીને આપવાનો હતો અને તેઓ એવું સમજે છે કે અમે કરજથી પરવારી ગયા. હાલાંકે એક જ વારસદારને આપવાથી બીજા વારસદારોનો હિસ્સો તેના ઝિમ્મે બાકી રહે છે. દુર્રે મુખ્તારમાં રિવાયત લખી છે કે જો કોઈના ઝિમ્મે કોઈના ત્રણ પૈસા રહી જશે તો કિયામતમાં તેની સાત સો નમાજોકરજના બદલામાં આપવામાં આવશે.

આ ભયાનક રસમનો ઈલાજ તેના સિવાય કોઈ ન હોઈ શકે કે પાછલા કરજ બાબત પૂછપરછ કરીને અદા કરવામાં આવે અને આ રસમને બિલકુલ છોડી દેવામાં આવે. (અશરફુલ જવાબઃ૨/૫૪)

## નિકાહમાં ખારેક લૂંટાવવી કેવી ?

તે વિશે ફતાવા રશીદિય્યહમાં એક સવાલ લખેલ છે અને તેનો જવાબ હઝરત મવલાના રશીદ અહમદ સાહેબ ગંગોહી(રહ.)એ આપેલ છેઃ તે નીચે લખવામાં આવે છે :

**સવાલ :** શાદીમાં નિકાહ વખતે ખારેક લૂંટાવવી અને લૂંટવી જાઈઝ છે કે નહીં ? અને હઝરત અનસ(ﷺ)ની હદીસ જે ખારેક લૂંટવાની તાકીદ કરે છે તે વિશ્વાસપાત્ર છે અથવા નહીં ? અને ફુકહાનો તેમાં શો મત છે?

**જવાબ :** એવા આંશિક અમલને કરવો કંઈ જરૂરી નથી. (જોકે એવું લૂંટવું યોગ્ય છે, પરંતુ આ રિવાયત વધારે વિશ્વાસપાત્ર નથી.)

અને આવા કાર્યથી મોટેભાગે ચોટ આવી જાય છે. જો મસ્જિદમાં નિકાહ હોય તો મસ્જિદનો આદર પણ જળવાતો નથી, માટે ઝઈફ હદીસ પર અમલ કરીને મુસલમાનોને તકલીફ પહોંચાડવી અને મસ્જિદની શાન વિરુદ્ધ કાર્ય કરવું, ઉચિત નથી. ફકત રશીદ અહમદ ઉફિય અન્હૂ (ફતાવા રશીદિય્યહ પાન નં. : ૪૫૯)

**નોંધ :** જોખારેક નાખવાને બદલે મસ્જિદ બહાર દરવાજા પર એક –

બે માણસો ઊભા થઈ જાય તો આ ઉચિત તરીકો છે. હઝરત થાનવી (રહ.)એ પણ વહેંચવા પર સંતોષ માનવું લખ્યું છે. (ઈસ્લાહુર્રૂસૂમ પાન :૯૪)

## મામેરા (મોસાળા)ની બુરાઈ અને શરઈ હેસિયત

આ રસમ પણ ગેરમુસ્લિમોમાંથી આવી છે. હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે હિન્દુસ્તાનના ગેરમુસ્લિમ પિતાના મૃત્યુ પછી તેના માલમાંથી પુત્રીઓને કંઈ ન આપતા અને તેમના સંતોષ ખાતર ભાણા – ભાણીની શાદી વખતે કંઈક આપે છે. અજ્ઞાની મુસલમાનોએ પણ દેખાદેખીમાં આ જ તરીકો અપનાવી દીધો, પિતાના વારસામાં બહેનનો જે હક શરીઅતે વાજિબ કર્યો હતો તેને ન આપવો અને ભાણા – ભાણીની શાદી વખતે કંઈક થોડો માલ આપીને મનને સમજાવી લેવો કે હવે અમારા ઝિમ્મે તેમનો કોઈ હક બાકી રહયો નથી અથવા બહેનથી માફી જેવા શબ્દો બોલાવી દેવા આખિરતમાં છુટકારા માટે પૂરતા નથી આ રીતે કરવાથી બહેનનો હક અદા થતો નથી. જોપિતા જીવિત છે તો સ્પષ્ટ છે કે બહેનનો હક વારસાઈ લાગવાનો નથી, તે તો પિતાના મૃત્યુ પછી જ લાગુ પડશે, માટે પિતાની હાજરીમાં જે આપવામાં આવ્યું તે તો એહસાન કહેવાશે અને વારસાઈ હક તો બાકી જ રહેશે.

અને જોપિતાના મૃત્યુ પછી મોસાળું (મામેરું) આપ્યું હોય તો બહેનોનો હક પિતાએ છોડેલી વસ્તુઓમાં હોય છે, તે વસ્તુઓના બદલે રૂપિયા આપવા તે વખતે યોગ્ય છે, જયારે તેની કિંમત થઈ જાય, તેમાં કિંમત બંને પક્ષોની ખુશીથી નકકી કરવી જરૂરી છે, જે તેમાં થતું નથી.

એક ખરાબી મામેરું (મોસાળું) આપવાની રસમમાં એ પણ છે કે બહેનોનો હક ભાણા – ભાણીની શાદી સુધી રોકી રાખવામાં આવે છે અને ભાઈ તેનાથી ફાયદો ઉઠાવ્યા કરે છે, જે તેમના માટે બહેનોની દિલી ખુશી વગર જાઈઝ નથી અને બહેનો જે પોતાના હકની માંગણી કરતી નથી તેમાં એવું કોઈ ન સમજે કે તે દિલી ખુશીથી પોતાના ભાઈને પોતાના ભાગથી ફાયદો ઉઠાવવાની ઈજાઝત આપી રહી છે, કારણ કે

આ માંગણી ન કરવી સમાજ અને તેના ખોટા રિવાજોના દબાવની અસરને કારણે છે. તેના માટે દિલી ખુશી જરૂરી નથી, ટૂંકમાં મામેરામાં એક શરઈ ખામી એ પણ છે કે બહેનો એવું સમજે છે કે ખાસ સમય (એટલે ભાણા – ભાણીની શાદીનો વખત) આવવાથી પહેલાં અમે અમારા હકની માંગણી કરી શકતી નથી, હાલાંકે હકદાર જયારે ઈચ્છે પોતાના હકની માંગણી કરી શકે છે. શરીઅતે તેને ઈજાઝત આપી છે, પરંતુ આપણા ખોટા રિવાજોને કારણે ટીકાના ડરથી તે પોતાના હકની માંગણીથી વંચિત થઈ ગઈ છે.

## બહેનોએ પોતાનો વારસાઈ હક માફ કરવો શરીઅતની દૃષ્ટિએ વિશ્વાસપાત્ર નથી

હઝરત થાનવી (રહ.) પોતાના વઅઝ" અસ્બાબુલ ફિતન"માં ફરમાવે છે કે...

સમાન્ય રીતે પિતા જાતે પોતાની જિંદગીમાં જ બધી મિલ્કત છોકરાઓને આપી જાય છે અને છોકરીઓને મિલકતમાંથી પૂરો ભાગ આપતા નથી અને જો પિતાએ આવું ન કર્યું તો બાદમાં ભાઈ આવું કરે છે કે બહેનોને હિસ્સો આપતા નથી. દુનિયાદાર બહાના કરે છે કે બહેનોએ અમને માફ કરી દીધા. હું કહું છું કે શરૂઆતમાં માફીની હકીકત તો સમજી લો, પછી બતાવો કે શું બહેનો એ રીતે માફ કરે છે ?

## માફીની શરઈ હકીકત

માફીની હકીકત તે છે જે આ આયતમાં બયાન થઈ છે.અલ્લાહ તઆલા પુરુષોને સંબોધે છે :

فَإِن طِبْنَ لَكُمْ عَن شَيْءٍ مِّنْهُ نَفْسًا فَكُلُوهُ هَنِيئًا مَّرِيئًا

તર્જુમો : હા, જો તેણીઓ રાજી થઈ તે મહેરમાંથી તમને કંઈ આપે તો તમે તેને રુચતું–પચતું સમજી ખાઓ.(સુરએ નિસાઅ :૪)

આ આયતથી માલૂમ થયું કે માફી અથવા કંઈ આપવા માટે

ખુશદિલી જરૂરી છે. તે સિવાય માફી ભરોસાપાત્ર નથી. હવે જરા ન્યાયથી બતાવો કે શું બહેનોએ પોતાનો વારસાઈ હક ખુશીથી છોડયો છે ? બિલકુલ નહીં, બલકે માત્ર બદનામીના ભયથી એવું કરે છે, કારણ કે બહેનો માટે એ વાત એબ ગણવામાં આવે છે કે તે પિતાની મિલકતમાંથી હિસ્સો લે. ઉપરાંત, એ ખ્યાલથી પણ નથી લેતી કે જોઅમે હિસ્સો લઈ લઈશું તો ભાઈ શાદી જેવા પ્રસંગોમાં પૂછે પણ નહીં અને અજાણ્યો થઈ જશે તો આ આપવું કંઈ ખુશીથી આપવું ન થયું.

બીજું, આપવું તે વ્યકિતનું ભરોસાપાત્ર હોય છે, જેને બક્ષિશ કરેલ વસ્તુની હકીકત પણ ખબર હોય, એટલે જે ચીજને તે આપી રહી છે તેની હકીકત પણ સમજતી હોય અને જેને પોતાના કાર્યની હકીકત જ ખબર ન હોય તે આપવું ભરોસાપાત્ર નથી. એ જ કારણ છે કે નાબાલિગ અને ઓછી બુદ્ધિવાળી વ્યકિત ન કોઈ વસ્તુ ખરીદી શકે છે અને ન કોઈ વસ્તુ વેચી શકે છે, કારણ કે પોતાના કાર્યની હકીકતથી અજાણ અને નફા–નુકસાનથી પણ બે ખબર છે. હવે જુઓ કે બહેનો જે પોતાનો હક છોડી દે છે તેમને પોતાના આ કાર્યની હકીકતની જાણ છે ? બિલકુલ નહીં. છોકરીઓને એ ખબર નથી કે વારસો શું છે અને કેવી કિંમતી ચીજને છોડી રહી છે, એટલે અનુભવ વગર તેની માફી યોગ્ય ન ગણાશે, બલકે એ વિશે તે ઓછી બુદ્ધિશાળી ગણાય છે.

સાચી માફીની સુરત એ છે કે તે ત્રણ–ચાર વર્ષ સુધી પોતાની મિલકત ઉપર કાબૂ ધરાવે. દર વર્ષે ઉત્પાદનની આવક વસૂલ કરતી રહે. જયારે તે મુદત દરમિયાન તેને સંપત્તિની હકીકત અને તેના નફા–નુકસાનની લજજત ખૂબ માલૂમ થઈ જાય ત્યારે જોતે ન લે તો બેશક આ આપવું ગણાશે.

કેટલાક લોકો એવું કહે છે કે અમે શાદી અને બીજા પ્રસંગોમાં બહેનોને એટલું આપી દીધું છે, તેમનો હક તેમની પાસે પહોંચી ગયો છે, તો આ આપવું બિલકુલ યોગ્ય નથી, કારણ કે તેમના વારસાની કિંમત કહીને નથી આપી અને ન બહેનો તેની કિંમત સમજીને લે છે,બલકે એ

તો મુહબ્બતનો વર્તાવ સમજીને આપવામાં આવે છે. લેવડ–દેવડ પર બંને પક્ષોનું રાજી રહેવું જરૂરી છે . અહીંયા તેમાંથી એક પણ વાત હોતી નથી, પછી તમારી એ બધી વાતો માની લેવા પછી પણ એ વાત છે કે બહેનો જે એ કહી દે છે કે મેં પોતાનો હક માફ કરી દીધો, તેનાથી તો કોઈ પણ ભાઈ માટે બહેનનો હક હલાલ નથી થઈ શકતો,ભલે તે ખુશીથી જ માફ કરી દે.

કારણ કે માફીની હકીકત મુકત કરી દેવો છે.માટે પોતાના હિસ્સાની ચીજોને માફ કરવી સહીહ ન થઈ અને જોતેને ભેટ કહેવામાં આવે તો શરૂઆતમાં તો આ શબ્દ એટલે "મેં પોતાનો હક માફ કરી દીધો."નો આ અર્થ નથી અને જો હોય તો પણ ભેટનું વહેંચવું પણ જરૂરી છે સંયુકત માલિકીની ચીજ અર્પણ કરવી સહીહ નથી. ઉપરાંત, એ ચીજ પર અંકુશ આપવો જરૂરી છે.સામાન્ય રીતે બહેનોની આ માફી વહેંચવા અને અંકુશ પહેલાની હોય છે, એટલા માટે કોઈ હાલમાં આ શબ્દથી બહેનનો હક દૂર થતો નથી. જોકોઈ બહેનને પોતાનો હક ખુશીથી આપવો મંજૂર હોય તો તેની ભયમુકત સૂરત એ છે કે માફીનો શબ્દ ન કહે, બલકે એવું કહે કે મેં મારો ભાગ તમને આટલા રૂપિયામાં આપ્યો અને તે કહે કે મેં કબૂલ કર્યું, હવે જમીન બહેનની માલિકીમાંથી જતી રહી અને કિંમત ભાઈના ઝિમ્મે વાજિબ થઈ ગઈ એ કિંમતને જોબહેન ઈચ્છે તો માફ કરી દે.

હવે બતાવો આ રીતે કોન કરે છે? અને અફસોસ એ છે કે તરીકો માલૂમ થયા છતાં પણ કોઈને એ તોફીક થતી નથી કે બહેનની પહેલી માફી ભરોસાપાત્ર ન હતી. લાવો,હવે તેનાથી બે બોલ ફરી કહેવડાવીએ, થોડી ભૂલ અને ગફલતને કારણે જીવનભર હરામ ખાય છે,જો કોઈ એવું બહાનું કરે કે બહેનથી રૂબરૂ કહેતા શરમ આવે છે તો પત્રમાં લખી મોકલો. (અસ્બાબુલ ફિતન,અત્તબ્લીગ :૧૦/૧૧૬)

## દહેજનો સામાન બતાવવો હરામ છે

સામાન્ય રીતે દહેજનો સામાન લોકોને બતાવવામાં આવે છે અને જે

કામ દેખાવવા માટે હોય તે હદીસની નજરમાં હરામ છે, હદીસ શરીફમાં છે : عن جندب قال قال النبی ﷺ من سمع سمع الله به ومن یرائی یرائی الله به

અલ્લાહના રસૂલ (ﷺ)નો ઈર્શાદ છે : જે વ્યકિત કોઈ કાર્ય કીર્તિ માટે કરશે તો અલ્લાહ તઆલા તેની કિયામતના દિવસે કીર્તિ કરશે અને જે કોઈ દેખાડવા માટે કોઈ અમલ કરશે તો અલ્લાહ તઆલા તેને ખૂબ દેખાડશે. (બુખારી – મુસ્લિમ)

**ફાયદો :** મતલબ એ છે કે કીર્તિ અને દેખાડવાને કારણે અમલ કરનારાઓને એક સજા તેમના અમલને મુનાસિબ એ આપવામાં આવશે કે તેમના આ દેખાવને કિયામતના દિવસે ખૂબ જાહેર કરવામાં આવશે અને બધાને બતાવવામાં આવશે કે આ બદનસીબ લોકો નેક આ'માલ અલ્લાહ માટે કરતા ન હતા, બલકે લોકોને દેખાડવા કરતા હતા. ટૂંકમાં, જહન્નમના અજાબથી પહેલાં તેમને એ સજા મળશે કે હશ્રના મેદાનમાં તેમની બુરી નિય્યત લોકોને બતાવવામાં આવશે. અલ્લાહ તઆલા આપણી હિફાઝત ફરમાવે, આમીન!

## ફાતિમી દહેજ આપણા માટે નમૂનો છે

عن علیؓ قال جهر رسول الله ﷺ فاطمة فی خمیل وقربة وسادة حشوها اذخر

હઝરત અલી (રદિ.) થી રિવાયત છે : અલ્લાહના રસૂલ (ﷺ)એ પોતાની પુત્રી હઝરત ફાતિમા (રદિ.)ને દહેજમાં આ વસ્તુઓ આપી હતી. એક ચાદર, એક મશક (પાણી ભરવાનું એક વાસણ), એક તકિયો જેમાં ઈઝખિર નામની ઘાસ ભરેલી હતી.(નસાઈ)

**ફાયદો :** ઉપરની હદીસથી માલૂમ પડયું કે દહેજમાં એ વાતનું ધયાન રાખવું જોઈએ કે તે થોડી હોય. બીજી વાત એ છે કે જે વસ્તુઓની જરૂરત વધારે છે, તે આપવી જોઈએ. ત્રીજી વાત કે તેનું એલાન કે જાહેરાત ન હોય, કારણ કે એ તો પોતાની અવલાદ સાથે સદવર્તન છે, બીજાઓને બતાવવાની શી જરૂરત છે ? હુઝૂર (ﷺ)ના અમલથી આ ત્રણેય વાતોનું સુન્નત હોવું માલૂમ થયું. (ઈસ્લાહુર્રુસૂમ)

આ હદીસની સમજૂતીમાં હઝરત મવલાના મન્ઝૂર નોઅમાની સાહેબ (રહ.)એ એક અજીબ વાત લખી છે,જેના શબ્દો નીચે લખવામાં આવે છે:

આપણા દેશના મોટા ભાગના ઉલમાએ કિરામ આ હદીસનો મતલબ આ જ સમજે છે અને બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (ﷺ)એ આ વસ્તુઓ (ચાદર, મશક, તકિયો) પોતાની પુત્રી સય્યિદહ ફાતિમહ (ﷺ)ના નિકાહના અવસરે" દહેજ" રૂપે આપી હતી, પરંતુ સત્ય વાત એ છે કે એ યુગમાં અરબમાં નિકાહના અવસરે છોકરીને "દહેજ" રૂપે કંઈક સામાન આપવાનો રિવાજ, બલકે ખ્યાલ પણ ન હતો અને "દહેજ"નો શબ્દ પણ વપરાતો ન હતો. તે યુગના લગ્નોમાં ક્યાંય તેનું વર્ણન આવતું નથી. સય્યિદહ ફાતિમહ (રદિ.) સિવાય હુઝૂર (ﷺ)ની બીજી પુત્રીઓના નિકાહમાં પણ ક્યાંય કોઈ પ્રકારના દહેજનું વર્ણન આવતું નથી. હદીસનો શબ્દ جَهَّزَ નો અર્થ સામાન્ય રીતે દહેજ આપવાનો નથી, બલકે જરૂરતની વસ્તુઓની વ્યવસ્થા કરવાનો છે. હઝરત અલી (ﷺ)ના સરપરસ્ત હોવાની હેસિયતથી તેમની તરફથી અને તેમના રૂપિયાથી વ્યવસ્થા કરી હતી, કારણ કે એ જરૂરી વસ્તુઓ તેમના ઘરમાં ન હતી.

રિવાયતથી તેની પૂરી માહિતી મળે છે. ટૂંકમાં એ રિવાજી દહેજ ન હતી. (મઆરિફુલ હદીસ : ૭/૨૯)

## વિદાય વેળા દુલ્હનની પેટીને તાળું ન લગાડવું કેવું છે ?

નવી દુલ્હનની વિદાય વખતે એ ખ્યાલથી તાળું ન લગાવવું કે જોતાળું લગાવીશું તો તેના ઘરમાં તાળું લાગી જશે (એટલે બરબાદ થઈ જશે), તો આ માન્યતા મુશ્રિકોની છે.

હદીસ શરીફમાં છે : الطيرة شرك

અર્થ : "બદફાલી લેવી શિર્ક છે."

જેથી તેની સુધારણા જરૂરી છે.

## શાદીથી એક દિવસ પહેલાં દુલ્હાના ઘરવાળાઓ તરફથી મહેંદી લગાડવાનો પ્રબંધ

શાદીથી એક દિવસ પહેલાં દુલ્હાના ઘરવાળાઓ તરફથી પલાળેલી મહેંદી વહેંચવી (જેમકે અમુક સ્થળે તેનો રિવાજ છે) અથવા દુલ્હાના ઘરે મહેંદી લગાવવા સ્ત્રીઓનું એકત્ર થવું બુરાઈને કારણે મનાઈ છે. ઉપરાંત, આ હેતુ માટે સ્ત્રીઓનું ઘરેથી નીકળવું (ખાસ કરીને રાત્રીના સમયે) જાઈઝ નથી.

## મંગનીની શરઈ હકીકત

હઝરત ફાતિમહ (રદિ.) ની મંગનીની ઘટના આ રીતે થઈ કે પહેલા હઝરત અબૂ બક્ર (ﷺ) અને હઝરત ઉમર (ﷺ)એ જાતે હુઝૂર (ﷺ)થી પોત પોતાને માટે તેની વિનંતી કરી. આપે ઉમર ઓછી હોવાનું કારણ દર્શાવ્યું. પછી હઝરત અલી (ﷺ)એ પોતાના ખાસ લોકોના આગ્રહથી શરમાતા શરમાતા જાતે હાજર થઈ અરજ કરી. આપ (ﷺ) પર તરત જ વહી ઊતરી અને તેમની અરજને આપે કબૂલ કરી લીધી.

ફાયદો : આ ઘટનાથી માલૂમ થયું કે મંગનીમાં જે પ્રથાઓ આજકાલ પ્રચલિત છે તે બેકાર અને શરીઅત વિરુદ્ધ છે. મંગનીની હકીકત મૌખિક પયગામ અને જવાબ છે.(ઈસ્લાહુર્રુસૂમ)

## શાદીના અવસરે દુલ્હાના ઘરવાળાઓ તરફથી મસ્જિદ કે મદ્રસામાં કંઈક રકમ આપવાનો રિવાજ

આ રિવાજ શરીઅત વિરુદ્ધ છે હદીસ શરીફમાં છે : કોઈ મુસલમાનનો માલ તેના દિલની ખુશી વગર હલાલ નથી. પછી એવી રકમ જે રિવાજને કારણે આપવામાં આવે, તેને મસ્જિદ, મદ્રસામાં વાપરવી વધારે ખતરનાક છે : હદીસ શરીફમાં છે :

ان الله طيب لا يقبل الا طيب

અર્થ : અલ્લાહ તઆલા પવિત્ર છે અને પવિત્ર માલને જ કબૂલ ફરમાવે છે. (ઈસ્લાહે ઈન્કિલાબ : ૩૯૪)

# શાદી જેટલી આસાન એટલી બરકત વધુ

عن عائشة قالت قال النبی ﷺ اعظم النکاح برکة ایسره مؤنة

**અર્થ :** હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું : તે નિકાહ સૌથી બરકતવંત છે, જેમાં ઓછામાં ઓછો ખર્ચ હોય. (શુઅબુલ ઈમાન)

ઉપરની હદીસમાં ખુશખબરી સંભળાવવામાં આવી છે કે જો આપણી શાદીઓ આસાન અને ઓછા ખર્ચવાળી હશે તો અલ્લાહ તઆલા તરફથી તેમાં બરકત થશે. આજે આપણે જે મુસીબતોમાં સપડાયેલા છીએ અને ખાસ કરીને ખાનગી જીવનમાં જે તકલીફો છે તેનું એક મોટું કારણ નિકાહ અને શાદીઓમાં હુઝૂર (ﷺ)ના ઉપદેશોની અવગણના કરી આપણે આકાશી કિતાબો અને મદદોથી વંચિત થઈ ગયા છીએ. (મઆરિફુલ હદીષ : ૭/૨૯)

## પાંચ વસ્તુઓમાં સાદગી

(૧) ખાવા – પીવામાં ,
(૨) પોશાકમાં,
(૩) સવારીમાં,
(૪) મકાનમાં,
(૫) શાદી – વિવાહમાં.

કોમનો મોટા ભાગનો રૂપિયો નકામો ખર્ચાય છે, આર્થિક સધ્ધરતા માટે પણ શ્રેષ્ઠ ઉપાય છે કે આપણે નકામા રીત – રિવાજોનો ત્યાગ કરીએ, તેનાથી આપણી દુનિયા તો બરબાદ થઈ રહી છે અને આખિરતમાં પણ હિસાબ આપવો ભારે પડી જશે. નબીએ કરીમ (ﷺ) એક સહાબી (رضي الله عنه)નું મકાન જોઈને એવા નારાજ થયા કે જયારે બાદમાં તેઓ આપની સેવામાં હાજર થયા અને સલામ કરી તો આપે તેનો જવાબ પણ ન આપ્યો, જેથી તે આશિકે રસૂલે તરત જ જઈને પોતાનું

મકાન તોડી નાખ્યું. બીજા અવસરે ત્યાંથી પસાર થવાનું થયું તો સહાબા (રદિ.)થી પૂછયું કે તે મકાનનું શું થયું ? સહાબા (રદિ.) એ અરજ કરી કે આપની નારાજગીને કારણે તેને તોડી પાડયું, તો આપ (ﷺ)એ ફરમાવ્યું : હા, દરેક બાંધકામ માનવી માટે વબાલ છે, પરંતુ તે બાંધકામ જે સખત જરૂરતને કારણે હોય.

આપણે મકાનના બાંધકામ વખતે આ ઈર્શાદે નબવીને ધ્યાનમાં રાખવો જરૂરી છે. કિયામતના દિવસે તેનો પણ હિસાબ આપવો પડશે, દુનિયામાં માત્ર જરૂરત પર જ સંતોષ માનવો જોઈએ. મનેચ્છા પૂરી કરવાની જગ્યા તો જન્નત છે, હરામ ઈચ્છાઓથી બિલકુલ બચવાની જરૂરત છે અને હલાલ ઈચ્છાઓમાં કમી કરવી શરીઅતમાં પ્રિય છે. હુઝૂર (ﷺ)નો ઈર્શાદ છે, સમજદાર વ્યકિત તે છે જે પોતાના નફસ પર નિયંત્રણ રાખે અને મૃત્યુ પછીના જીવન માટે અમલ કરતી રહે અને નાદાન તે વ્યકિત છે, જે પોતાના નફસની ઈચ્છાપૂર્તિ કરે અને અલ્લાહ તઆલાથી આશા રાખે.

(મિશ્કાત)

હઝરત મુઆઝ બિન જબલ (رضي الله عنه) ફરમાવે છે કે જયારે હુઝૂર (ﷺ) એ મને યમન દેશનો ગવર્નર બનાવીને મોકલ્યો તો આ ઈર્શાદ ફરમાવ્યો : પોતાને નાઝોનેઅમતમાં રાખવાથી બચાવજો, એટલા માટે કે અલ્લાહના નેક બંદાઓ નાઝો–નેઅમતમાં પડનાર હોતા નથી.

(મિશ્કાત)

આ હદીસથી માલૂમ પડયું કે ખાવા – પીવામાં, પોશાકમાં, સવારીમાં અને મકાન (બાંધકામ) વગેરેમાં સાદગી લાવવાનો હુકમ આપવામાં આવ્યો છે.

## નિકાહમાં છોકરીની ખુશીનો ખ્યાલ રાખવો શરીઅતમાં જરૂરી છે

(૧) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ

(ﷺ) એ ફરમાવ્યું : સ્ત્રીઓથી તેમના નિકાહ વિશે મશ્વેરો કરતા રહો.
(મુસ્લિમ શરીફ)

(૨) હઝરત ઈકરમા તાબિઈ (રહ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું :સ્ત્રીઓને તેમની અપ્રિય વાતો પર મજબૂર ન કરો, એટલે તેમની મરજી અને મશ્વેરાથી તેમનાં નિકાહ વગેરે કરો.
(સુનને સઈદ ઈબ્ને મન્સૂર : ૩/૧૪૩)

(૩) અલ્લાહના રસૂલ (ﷺ)ની આદતે શરીફા એ હતી કે જયારે આપ પોતાની પુત્રીની શાદી કરવા ઈચ્છતા તો પરદા પાસે બેસીને ફરમાવતાઃ ફલાણી વ્યકિત તમારા વિશે વાત કરી રહી છે. જો પુત્રી મોઢાથી મનાઈ કરતાં તો નિકાહ ન કરતા અને ચૂપ રહેતાં તો નિકાહ કરી દેતા. અમુક રિવાયતોમાં છે કે પુત્રી પડદો હલાવતાં તો નિકાહ ન કરતા અને પડદો ન હલાવતાં તો નિકાહ કરી દેતા.
(સુનને કુબ્રા બયહકી : ૨૨૩, ઈસ્લામી શાદીઃ૧૨)

ફાયદો : ઉપરની ત્રણ હદીસોથી જે હુકમ માલૂમ થાય છે તે નિકાહમાં છોકરીથી મશ્વેરો લેવો અને જો પસંદ ન હોય તો ત્યાં નિકાહ ન કરવા જરૂરી છે. આ શરઈ હુકમ છોડવાને કારણે તે રિશ્તો ટકી શકતો નથી અને પતિ – પત્ની માટે તે નિકાહ આફતરૂપ બની જાય છે, માટે આપણે આપણા નબી (ﷺ)ના ઉપદેશો પર અમલ કરીને પોતાની અવલાદનાં જીવન શાંતિમય બનાવવાં જોઈએ.

## નિકાહમાં છોકરી પર દબાણ કરવું જાઈઝ નથી અને તેનાં નુકસાનો

ઘણા લોકો પોતાના સંબંધોને બાકી રાખવા માટે પોતે નકકી કરેલા રિશ્તાઓ પર પોતાના પુખ્તવયના છોકરાઓને મજબૂર કરે છે, તેમની નારાજગીનો ખ્યાલ કરતા નથી. તે છોકરા પોતાનાં માતા – પિતાની શરમથી તે નિકાહ પર નારાજગીથી તૈયાર થાય છે, પછી તે નિકાહ નભતા નથી અને કેટલીક પરિસ્થિતિમાં તલાક આપવી પણ મુશ્કેલ હોય છે. પરિણામ એ આવે કે તે નિકાહ બન્ને પરિવારો માટે

મુસીબત બની જાય છે. તેનું કારણ પણ એ છે કે શરીઅતની અવગણના કરવામાં આવી છે.

શરીઅતે નિકાહ અને શાદી બાબતે અહીંયા સુધી હુકમ આપ્યો છે કે જે સ્ત્રીથી નિકાહ કરવાનો ઈરાદો હોય, જો તેને જોઈ ન હોય તો જો બની શકે તો પયગામ મોકલતા પહેલાં એક નજરે જોઈ લેવી જોઈએ, જેથી કોઈ પછતાવો ન થાય. તેથી હદીસમાં છે :

قال رسول الله ﷺ اذا القى الله فى قلب امرء خطبة امرءة فلا باس ان ينظر اليها.

અર્થ : અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું : જયારે અલ્લાહ તઆલા કોઈ વ્યકિતના દિલમાં કોઈ સ્ત્રી માટે નિકાહનો પયગામ આપવાનો ખ્યાલ નાખે તો તેના માટે ગુનોહ નથી કે એક નજર તેને જોઈ લે. (ઈબ્ને માજહ)

## નબવી વલીમહ

(૧) હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના વલીમહમાં બે સેર (લગભગ બે કિલો) જવનું પાણી હતું.

(૨) હઝરત ઝયનબ બિન્તે જહશ (رضي الله عنها)ના વલીમહમાં એક બકરી ઝબહ કરવામાં આવી અને ગોશ્ત – રોટી લોકોને ખવડાવવામાં આવી અને આ વલીમહ હુઝૂર (ﷺ)ના બધા વલીમહમાં સૌથી મોટો વલીમહ હતો. (બુખારી – મુસ્લિમ)

(૩) હઝરત સફિય્યા (رضي الله عنها) ના વલીમામાં જે કંઈ સહાબા (رضي الله عنهم) પાસે હાજર હતું તે બધું ભેગું કરવામાં આવ્યું અને બધાંએ એક સાથે બેસીને ખાઈ લીધું. તેમાં થોડી ખજૂરો અને થોડું પનીર અને માખણ હતાં. બસ, વલીમહ થઈ ગયો.

(૪) હઝરત આઈશા (રદિ.)નો વલીમહ તેઓ જાતે બયાન કરે છે કે ન ઊંટ ઝબહ થયું, ન બકરી, બલકે હઝરત સઅદ બિન ઉબાદહ (رضي الله عنه)ના ઘરેથી દૂધનો એક પ્યાલો આવ્યો હતો, બસ તે જ વલીમહ હતો.

ફાયદો : આથી માલૂમ થયું કે વલીમહ માટે કાયદેસરની ખાવાની દાવત પણ જરૂરી નથી. ખાવા – પીવાની જે વસ્તુ હાજર હોય તે મૂકી દેવામાં આવે, પરંતુ બદનસીબીની હદ છે કે મુસલમાનોએ દહેજની જેમ વલીમહને પણ એક મુસીબત બનાવી દીધી છે.(મઆરિફુલ હદીસ)

## મસ્નૂન વલીમહ કયો છે ?

હુઝૂર (ﷺ)ના આ વલીમહથી એ વાત મઅલૂમ થઈ કે વલીમાનો મસ્નૂન તરીકો એ છે કે તકલીફ અને ડોળદંભ, નામના કે પ્રસિદ્ધિ વગર જે શકય હોય તે પોતાના ખાસ લોકોને ખવડાવી દે.

## આપણા વલીમહ

હવે આપણે વિચાર કરીએ કે શું આપણા વલીમહ પણ આવી સાદગીનો ગુણ ધરાવે છે ? બિલકુલ નહીં. બલકે સુન્નત અદા કરવાની નિય્યતને બદલે પોતાની ખ્યાતિ અને નામનાનું સાધન આ સુન્નતને બનાવી રાખ્યું છે, ઉપરાંત એવા ધામધૂમથી વલીમહ થાય છે જેમાં પુરુષો અને સ્ત્રીઓનો સંગમ થાય છે, એ બિલકુલ શરીઅત વિરુદ્ધ છે. એવા વલીમહમાં હાજર થવું પણ જાઈઝ નથી. હઝરત થાનવી (રહ.)એ ઈસ્લાહુર્રુસૂમ : ભાગ – ૨માં સ્ત્રીઓને આ રીતે એકત્ર થવાના ત્રણ ગુનાહ ગણાવ્યા છે અને ફરમાવ્યું છે કે મારા મતે પ્રસંગોમાં સ્ત્રીઓએ એકત્ર થવું બધી ખરાબીઓની બુનિયાદ છે (ઈસ્લાહુર્રુસૂમઃ ભાગ –૨)

ફતાવા રહીમિય્યહમાં લખ્યું છે કે સ્ત્રીઓને વલીમહમાં જવાની પરવાનગી આપવામાં આવે નહીં અને જો પતિએ પરવાનગી આપી અને તે ગઈ તો બન્ને ગુનેગાર થશે, પરવાનગી કયારેક ચૂપ રહેવાથી પણ હોય છે. આ ચૂપ રહેવું મોઢાની પરવાનગી બરાબર છે, કારણ કે બુરી વાતની મનાઈ કરવી જરૂરી છે અને ચૂપ રહેવાથી આ જરૂરી હુકમ છૂટી જાય છે અને જરૂરી હુકમ છોડવો ગુનોહ છે.

(ફતાવા રહીમિય્યહઃ ૧/૪૦)

દુર્રે મુખ્તારમાં લખ્યું છે .........

ویمنعها من زیارة الاجانب وعیادتهم والولیمة وان اذن کانا عاصین،
قال العلامة الشامی (قوله والولیمة) ظاهره ولو کانت عند المحارم
لانها تشتمل علی جمع فلا یخلو من الفساد عادة

(શામી : પાન નં. ૬૦૩, ભાગ : ૩ મિસરી)

ઉપરના કથનથી માલૂમ થયું કે સ્ત્રી પોતાનાં માતા – પિતા અને ભાઈના ઘરે પણ શાદીની મેહફિલમાં વલીમહમાં હાજરી આપી શકતી નથી અને પતિ માટે તેની પરવાનગી આપવી ગુનોહ છે, કારણ કે ત્યાં ગેર મહરમોની મજલિસ હોય છે, તો પછી ગેર મહરમોના વલીમહમાં સ્ત્રીઓએ હાજરી આપવી કેવી રીતે જાઈઝ હોઇ શકે ? તેનાથી એ પણ માલૂમ થયું કે વલીમહમાં દા'વત આપવી જાઈઝ નથી અને જે વલીમહમાં સ્ત્રીઓને દા'વત આપવામાં આવે, તે વલીમહમાં આગેવાન હઝરાતે ખાસ કરીને અને બીજા લોકોએ પણ તેમાં હાજરી આપવી જાઈઝ નથી, કારણ કે આ વલીમહ ગુનાહોને આમંત્રે છે.

## શાદીમાં હાજરી આપવાનાં નુકસાનો

નબવી યુગમાં શાદીમાં હાજરીનો વિશેષ પ્રબંધ ન હતો, માટે હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (ﷺ) જે ઉચ્ચ દરજ્જાના સહાબી અને અશ્ર–એ–મુબશ્શરહમાંથી હતા, તેમણે મદીનામાં શાદી કરી અને હુઝૂર (ﷺ)ને જાણ પણ ન કરી. જયારે આપ (ﷺ)એ તેમનાં કપડાં પર અથવા શરીર પર રંગ જોયો (તે સમયમાં નવી દુલ્હનો જાફરાન વગેરેથી રંગેલા કપડાં પહેરતી હતી, એ તેની અસર હતી.) તો હુઝૂર (ﷺ)એ તેમને પૂછયું કે આ શું છે ? ત્યારે તેમણે અરજ કરી કે મેં એક સ્ત્રીથી શાદી કરી છે.

આ બનાવથી એ જણાય છે કે અલ્લાહના રસૂલ (ﷺ)ની તાલીમ અને તરબિયતે સહાબા (રદિ.)ને એવા બનાવી દીધા હતા કે તેઓ પોતાની શાદીના પ્રસંગમાં હુઝૂર (ﷺ)ને હાજર રહેવાની તકલીફ ન

આપતા હતા, બલકે જાણ કરવાને પણ જરૂરી સમજતા ન હતા.

માટે આપણા યુગમાં શાદીમાં હાજરી આપવા માટે દૂર દૂરનો પ્રવાસ ખેડીને પોતાનો કારોબાર છોડીને અહિંયા સુધી કે તલબા – વિદ્યાર્થીઓ તાલીમ છોડીને અને મુદર્રિસ – શિક્ષકની મહાન સેવા છોડીને પહોંચવું કે હાજર રહેવા વગર કોઈ છૂટકો નથી. આ શરઈ હદને ઓળંગવું છે, તેને છોડવું જરૂરી છે. હઝરત થાનવી (રહ.) લખે છે કે નિકાહની મજલિસમાં પોતાના ખાસ લોકોને દા'વત આપવામાં કોઈ વાંધો નથી, પરંતુ આ પ્રસંગમાં અતિરેક ન કરવો જોઈએ, વખત પર જે બે–ચાર નિકટનાં સગાં – સંબંધીઓ ભેગાં થઈ જાય.(ઈસ્લાહુર્રુસૂમ)

## હઝરત ફાતિમહ(રદિ.)ની વિદાય અપણા માટે બોધપ્રદ છે

જયારે હઝરત ફાતિમહ(રદિ.)નાં નિકાહ થયાં તો હુઝૂર (ﷺ)એ હઝરત ફાતિમહ (રદિ.)ને હઝરત ઉમ્મે અયમન (રદિ.)ની સાથે હઝરત અલી (ؓ)ના ઘરે પહોંચાડયાં.

ભાઈઓ અને બહેનો ! જુઓ, આ બંને જહાનના સરદારની પુત્રીની વિદાય છે, તેમાં ન ધૂમધામ છે, ન આપે હઝરત અલી (ؓ)થી પોતાની રિશ્તેદાર સ્ત્રીઓને રૂપિયા અપાવ્યા, ન હુઝૂર (ﷺ)એ બિરાદરીને ખાવાનું ખવડાવ્યું. આપણા માટે પણ જરૂરી છે કે પોતાના સરદારની નકલ કરીએ અને પોતાની ઈજ્જતને હુઝૂર (ﷺ)ની ઈજ્જતથી વધારે ન સમજીએ અને એક સ્ત્રીને પહોંચાડવા માટે પંદર – વીસ સ્ત્રીઓનું ટોળું જેને લોકો જોઈ રહયા હોય કેટલી નાદાની અને બેઈજ્જતીની વાત છે ?

ઉપરાંત, અસરની નજીક આટલા મોટા ટોળાની સાથે નવવધુને પહોંચાડીને પછી તેને પોતાની અમ્માજીના ઘરે જરૂરત વગર પરત લાવવી નિર્લજ્જતા અને બેપર્દગી છે અને એક નકામી હરકત છે, કારણ કે મગરિબ પછી ફરી તેને પોતાના ઘરે જવાનું છે.

માટે મગરિબ પછી જ બે –ત્રણ સ્ત્રીઓ તેને પહોંચાડીને આવતી રહે અથવા લઈ આવે.તેમાં ન બેપર્દગી થશે અને ન રીત –રિવાજની પાબંદી હશે.

## હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.)એ જાતે પોતાની પુત્રીને પોતાના જમાઈને ત્યાં પહોંચાડી

હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.) ખૂબ જ ઉચ્ચ કોટિના તાબિઈન છે. તેમણે ચાળીસ હજ કરી છે અને પચાસ વર્ષ સુધી તેમની તકબીરે ઊલા છૂટી નથી, બલ્કે ઈશાના વુઝૂથી પચાસ વર્ષ સુધી ફજરની નમાઝ પઢી, તેમણે જયારે પોતાની પુત્રીની શાદી એક શાગિર્દ (શિષ્ય) સાથે કરી તો તેઓ જાતે જ મગરિબ પછી પોતાની પુત્રીને પોતાના જમાઈના ઘરે પહોંચાડવા ગયા. તેમની સાથે કોઈ પણ સ્ત્રી ન હતી અને જમાઈને ન તેની પહેલેથી કોઈ જાણ કરવામાં આવી. નવી દુલ્હનને ઘરે પહોંચ્યા પછી તે જમાઈને અને તેમની વાલિદહને ખબર પડી.

## શાદી પછી છોકરીને થોડા દિવસ પોતાના પતિના ઘરે મોકલીને પરત લાવવાની રસમ ત્યાગવા જેવી છે

કેટલીક જગ્યાએ એ રિવાજ છે કે શાદી પછી છોકરીને એક વખત સાસરી પક્ષે મોકલીને પછી લાંબી મુદત સુધી રોકી દેવામાં આવે છે, બીજી વખતે વર્ષે, છ મહિને મોકલે છે, હાલાંકે છોકરા – છોકરી બન્ને પુખ્તવયના હોય છે અને સાથે રહેવાનું ઈચ્છે છે, પરંતુ આ રિવાજને કારણે સમાજમાં ઘણી બુરાઈઓ પેદા થાય છે. દા.ત. છોકરા – છોકરી છૂપી રીતે મળવાનું શરૂ કરી દે છે. તેનાથી નિર્લજ્જતાના દરવાજા ખૂલે છે. જયારે નિકાહ થઈ ગયાં તો હવે કારણ વગર એક બીજાને અલગ રાખવા સ્પષ્ટ જુલ્મ છે.અલ્લાહ તઆલા આપણને સાચી સમજ અતા ફરમાવે.

## એક શંકાનો જવાબ

જોકોઈ કહે કે આ તો બાપ – દાદાથી ચાલ્યું આવ્યું છે તો તેનો

જવાબ એ છે કે જો આ સિદ્ધાંત પર અમલ કરવામાં આવત તો આજે આપણે મુસલમાન જ ન રહેત, છેવટે આપણને ઈસ્લામ તો એટલે નસીબ થયો કે આપણે બાપ – દાદાઓના રિવાજોછોડી દીધા અને ઈસ્લામને કબૂલ કરી લીધો. (અશરફુલ જવાબ : ૨/૫૫)

એવી રીતે આપણે પણ પોતાના બાપ –દાદાઓના ખોટા રિવાજોછોડી દેવા જોઈએ, અલ્લાહ તઆલા અને તેના રસૂલ (ﷺ)ના હુકમોને પ્રાથમિકતા આપવી જોઈએ.

## ફાતિમી મહેરનું પ્રમાણ

ફાતિમી મહેર વિશે બે કથનો પ્રખ્યાત છે:

(૧) દોઢસો તોલા ચાંદી (૪૦૦ મિષકાલ) – ૧ કિલો ૭૪૯ ગ્રામ

(૨) ૧૩૧ તોલા ત્રણ માશા ચાંદી (૫૦૦ દિરહમ) – ૧ કિલો ૫૩૦ ગ્રામ.

આ કથનો પૈકી જેની ઉપર અમલ કરવા માંગે અમલ કરી શકે છે. પરંતુ પ્રખ્યાત કથન બીજું છે, માટે આજના નવા તોલ પ્રમાણે એક કિલો ૫૩૦ ગ્રામ ચાંદી મહેર નકકી કરવામાં આવે. ફાતિમી મહેરમાં બરકત અને સુન્નત પણ છે, માટે મુસલમાનોને જોઈએ કે ફાતિમી મહેર નકકી કરે. ઘણી ઓછી મહેર નકકી કરવી સ્ત્રીઓનું અવમૂલ્યન છે. આજના મુસલમાન નબવી યુગના મુસલમાનોથી કમજોર સ્થિતિમાં નથી અને જે વિસ્તારમાં મહેર ખૂબ જ ઓછી હોય છે ત્યાં તલાકો વધુ થાય છે. ત્યાં આ સુન્નત પર અમલ કરવાથી ઉમ્મીદ છે કે તલાકો ઓછી થશે. હા, કોઈની સ્થિતિ નબળી હોય તો તેના માટે યોગ્ય છે પરંતુ મહેર ઓછામાં ઓછી દસ દિરહમ (લગભગ ૩૦ ગ્રામ ચાંદી) છે, તેનાથી ઓછી મહેર નકકી કરવી યોગ્ય નથી.

## મહેર વધારે નકકી કરવી સુન્નત વિરુદ્ધ છે

કેટલાક લોકો પોતાના પરિવારની ઈઝઝત જાહેર કરવા માટે ફાતિમી મહેરથી પણ વધુ મહેર નકકી કરે છે, હાલાંકે પ્રતિષ્ઠાને હકદાર

તો હુઝૂર(ﷺ)ની પુત્રીઓ અને આપની પુનિત પત્નીઓ હતાં. શું આપણી પુત્રીઓ તેમનાથી શ્રેષ્ઠ છે ? બિલકુલ નહી ! પછી નબવી મહેરથી વધુ મહેર નકકી કરવાનો શો અર્થ ? અને કેટલાક લોકો ફાતિમી મહેરથી વધુ એટલા માટે મહેર નકકી કરે છે કે પતિ છોડી ન શકે, એ ખ્યાલ પણ ખોટો છે. પહેલાં તો જેને છોડવી હોય છે તે છોડી જ દે છે. જે કંઈ થાય અને જે લોકો મહેરના તકાદાની બીકથી નથી છોડતા તેઓ છોડવાથી વધુ બુરી હાલત કરી દે છે, એટલે ન તલાક આપે છે અને ન હક અદા કરે છે, વચ્ચે લટકાવી રાખે છે, ન અહીંયાની અને ન ત્યાંની, તેમને લોકો શું કરી શકે છે ?( બેહિશ્તી ઝેવર ; ભાગ : ૬)

આથી માલૂમ થયું કે વધુ મહેરના જે કાનૂન બનાવવામાં આવે છે અને મકસદ એ હોય છે કે તલાક ન થાય, આ સ્ત્રીની તરફેણનો કાયદો કેટલીક વખતે સ્ત્રીઓ માટે મુસીબત બની જતો હોય છે.

## શાદીમાં નવા રીત–રિવાજોદાખલ કરવાનો વબાલ

હદીસ શરીફમાં છે:

من سن سنة سيئةً فعليه وزرها وزر من عمل بها فائده

અર્થ : અલ્લાહના રસૂલ (ﷺ)એ ઈર્શાદ ફરમાવ્યો : જે વ્યકિત ખરાબ તરીકો શરૂ કરશે તેને તેનો વબાલ અને તેની ઉપર જેટલા અમલ કરશે તેનો પણ વબાલ ભોગવવો પડશે.

ફાયદો : આ હદીસથી માલૂમ થયું કે શહેરોથી (દા.ત. મુંબઈથી) અમારી બિરાદરીના લોકો બીજી કોમોના હિન્દુઓ જેવા રિવાજો અથવા નવા નવા તરીકાઓ અપનાવીને પોતાના વતનમાં લાવે છે અને તેમની પાછળ( જે રીત – રિવાજોને અપનાવે છે તે બધા) નો વબાલ પોતાના શિરે લે છે.

દીનદાર લોકોને જોઈએ કે પોતે આ રિવાજોને અપનાવે નહી અને જે પ્રસંગોમાં આ રિવાજોહોય ત્યાં બિલકુલ ન જાય, બલકે ના પાડી દે.

કુટુંબ અને બિરાદરીની ખુશી અલ્લાહની નારાજગી સામે કંઈ કામ આવશે નહી, અલ્લાહ તઆલા અમલની તૌફીક આપે, આમીન!

## છોકરીથી નિકાહની ઈજાઝત લેવાનો પ્રચલિત તરીકો

ઈજાઝત લેવાનો મકસદ સ્ત્રીની ખુશી માલૂમ કરવાની હોય છે, એ વાત નથી કે માત્ર રિવાજી રીતે અથવા કોઈ પ્રકારનો દબાવ નાખીને મોઢા વડે હા કહેડાવવું; તેનાથી માલૂમ થયું કે ઈજાઝત લેવાનો પ્રચલિત તરીકો યોગ્ય નથી. એવું બને છે કે નિકાહ વખતે થોડા સમય પહેલાં છોકરી સ્ત્રીઓના ટોળામાં બેસે છે. પછી ત્રણ અપરિચિત પુરુષો (એક વકીલ અને બે ગવાહ) તે ટોળામાં છોકરીની ઈજાઝત લેવા જાય છે. હવે વિચારો ! કઈ એવી નિર્લજ્જ છોકરી હશે જે એવી સ્થિતિમાં પોતાના કથન અને કાર્યથી નારાજગી પ્રગટ કરવાની હિમ્મત કરે ? છોકરીથી ઈજાઝત લેવા માટે અપરિચિત પુરુષોને બિલકુલ ન મોકલવા જોઈએ. શરીઅતે ઈજાઝત લેવાનો હક (પિતા, દાદા, ભાઈ, કાકા)ને આપ્યો છે.

હદીસમાં છે : يستأذنها ابوها

છોકરીનો પિતા ઈજાઝત લે અને હદીસમાં છે: واذنها صماتها અને છોકરીનું ચૂપ રહેવું ઈજાઝત છે.

એ ઈજાઝત લેવી પણ તે સમયે જરૂરી છે જયારે કયાંકથી નિકાહનો યોગ્ય પયગામ આવે, જેથી સ્વતંત્ર માહોલમાં છોકરીની સાચી ખુશી જાણી શકાય અને ઈજાઝત લેવા માટે ગવાહોની કોઈ જરૂરત રહેતી નથી. એ માત્ર રિવાજ છે. (આદાબે ઈઝદિવાજ :પાન નં : ૨૯)

## તલાકવાળી અને વિધવા સ્ત્રીઓ સાથે નિકાહની જરૂરત

સામાન્યપણે જયારે કોઈ સ્ત્રી વિધવા થઈ જાય છે તો તે બીજા નિકાહ કરતી નથી, ભલે ગુનાહમાં ફસાય જવાનો ભય હોય. એ રીતે જે સ્ત્રીને તલાક થઈ જાય છે તે પણ બીજા નિકાહ પોતાના બાળકોને કારણે કરતી નથી, ભલે તે પોતાને ગુનાહોથી પાક ન રાખી શકે. આ તરીકો

જાઈઝ નથી. અલ્લાહના રસૂલ (ﷺ)એ હઝરત આઈશા (રદિ.) સિવાયની જેટલી સ્ત્રીઓથી નિકાહ કર્યા તે બધી વિધવા હતી અને સહાબ–એ– કિરામ (રદિ.) એ પણ વિધવા સ્ત્રીઓથી નિકાહ કર્યા છે. તે આપણા માટે નમૂનો છે.

બીજી બાબત એ છે કે હઝરત ખદીજા (રદિ.) સિવાયની બધી પુનિત પત્નીઓનાં નિકાહ આપ (ﷺ)ના પચાસ વર્ષની ઉમર પછી જ થયા છે. તેનાથી માલૂમ થયું કે પચાસ વર્ષના પુરુષોએ જેમની પત્નીઓનું મૃત્યુ થઈ ગયું છે તેમને બીજી શાદી કરવામાં સંકોચ કે શરમ અનુભવવી નહીં. એ ઉમરમાં શાદીને બુરી સમજવી નબીએ કરીમ (ﷺ)ની આ સુન્નતને બુરી સમજવી છે, જે ખૂબ જ ખતરનાક છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (رضي الله عنه)એ ફરમાવ્યું : જો મને ખબર પડી જાય કે હું દસ દિવસ પછી મરી જઈશ અને મને નિકાહની કુદરત હોય તો નફસના ફિત્નાના ડરથી નિકાહ કરી લઈશ.

ફાયદો : જયારે આટલા મોટા સહાબી નફસના ફિત્નાથી ડરે છે તો આપણે કેટલું ડરવું જોઈએ ? હઝરત અબૂ મુસ્લિમ ખવલાની (રહ.) ફરમાવે છે : તમે પોતાની સ્ત્રીઓ અને વિધવાઓની શાદી કરો, કારણ કે કામવાસનાનો જોશ શરમનું કારણ છે અને સાંભળી લો કે કામવાસનાને કાન હોતા નથી કે નસીહત સાંભળી શકે.

હઝરત થાનવી (રહ.)એ નોંધ્યું છે કે કેટલીક હાલતોમાં બીજા નિકાહ ફર્ઝ છે, દા.ત. સ્ત્રી યુવાન છે અને અનુભવથી એ માલૂમ થાય કે નિકાહ ન કરવાથી ગુનાહમાં ફસાય જશે અથવા ખર્ચની તંગીને કારણે ઈઝઝત અને દીન બરબાદ થઈ જવાનો ભય હોય તો એવી સ્ત્રીનાં બીજાં નિકાહ કરવા ફર્ઝ છે. (ઈસ્લાહુર્રુસૂમ : પાન નં. ૧૦૭)

હઝરત ઈબ્ને અબ્બાસ(રદિ.) ફરમાવે છે કે જયારે કોઈ વ્યભિચારમાં ફસાય જાય છે તો તેનાથી અલ્લાહ તઆલા ઈસ્લામનું નૂર ખેંચી લે છે, પછી તેની ઈચ્છા પરત કરે કે ન કરે. અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું: તે પુરુષ કંગાળ છે, કંગાળ છે, કંગાળ છે જેની પત્ની

નથી, સહાબા (ﷺ)એ અરજ કરીઃ હે અલ્લાહના રસૂલ (ﷺ) ! જોતેની પાસે માલ હોય તો ? ફરમાવ્યું : છતાંયે તે કંગાળ છે. પછી આપ (ﷺ)એ ફરમાવ્યું : તે સ્ત્રી કંગાળ છે. કંગાળ છે, કંગાળ છે, જેનો પતિ નથી. સહાબા (રદિ.)એ અરજ કરી : હે અલ્લાહના રસૂલ (ﷺ) ! તેની પાસે માલ હોય તો ? આપ (ﷺ) એ ફરમાવ્યું : છતાંયે તે કંગાળ છે.

(ઈસ્લામી શાદી)

રસૂલુલ્લાહ (ﷺ)એ હઝરત ઉકાફ (રદિ.)ને પૂછયું : શું તમારી પત્ની છે ? તેમને અરજ કરીઃ ના. પછી આપ (ﷺ) એ પૂછયું : શું નિકાહ માટે જરૂરી ખર્ચ રાખો છો ? તેમણે કહયુંઃ હા. તેની ઉપર આપ (ﷺ)એ ફરમાવ્યું : તમે શયતાનના ભાઈ છો, તમારામાં ખરાબ તે છે જે નિકાહ વગરનો હોય. (મઆરિફુલ કુર્આન : ૬ /૪૧૦)

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَاَنْكِحُوا الْاَيَامٰى مِنْكُمْ

**અર્થ :** તમારામાં જેઓ અવિવાહિત હોય(ભલે હજુ સુધી નિકાહ ન થયો હોય અથવા નિકાહ થયા પછી પત્નીના મરવા કે તલાકને કારણે અવિવાહિત થઈ ગયા હોય, હે સરપરસ્તો ! તમે એમની શાદી કરાવી દો. (સૂરએ નૂર :૩૨)

**ફાયદો :** ઉપરની આયતે કરીમહમાં અલ્લાહ તઆલાએ એવાં પુરુષો અને સ્ત્રીઓનાં નિકાહ માટે તેમના વલીઓને હુકમ આપ્યો છે, જેમના નિકાહ હજુ સુધી થયા ન હોય, ભલે પહેલેથી ન થયા હોય અથવા પતિ – પત્નીમાંથી કોઈ એકનું મૃત્યુ થઈ ગયું હોય અથવા તલાકથી નિકાહ ખતમ થઈ ગયાં હોય.

**મસ્અલો :** આ બાબતે સર્વ ઉલમાએ કિરામ સર્વસંમત છે કે જે વ્યકિતના નિકાહ ન કરવાની હાલતમાં તેનાથી ગુનાહ થવાની શકયતા હોય અને તે નિકાહ ઉપર કુદરત ધરાવતો હોય તો તેને માટે નિકાહ કરવા વાજિબ છે, જયાં સુધી નિકાહ નહીં કરે તે ગુનેહગાર થશે.

(મઆરિફુલ કુર્આન :૬/૪૦૯)

## જેના દિલમાં મહેર અદા કરવાનો ઈરાદો ન હોય તે કિયામતના દિવસે વ્યભિચારી બનીને હાજર થશે

અલ્લાહના રસૂલ (ﷺ)નો ઈર્શાદ છે :

ايما رجل تزوج امرأة على ماقل من المهراو كثرو ليس فى نفسه ان يودى اليها حقها لقى الله يوم القيامة وهوزان.

**અર્થ :** જે વ્યકિતએ કોઈ સ્ત્રી સાથે ઓછી અથવા વધુ મહેર પર નિકાહ કર્યા અને તેના દિલમાં તે મહેરને અદા કરવાની નિય્યત ન હતી, તો કિયામતના દિવસે અલ્લાહ તઆલા સામે વ્યભિચારી બનીને હાજર થશે. (મઆરિફુલ હદીસ : ૨૪)

**સમજૂતી :** મતલબ એ છે કે જે વ્યકિત મહેર અદા કરવામાં આરંભથી જ બુરી નિય્યત રાખે છે, તેણે મહેરનો સ્વીકાર કરી લીધો, પરંતુ મનમાં એ છે કે માત્ર એ તો મોઢેથી જ છે, કંઈ આપવું નથી તો તેના નિકાહમાં એટલું મોટુ નુકસાન છે કે કિયામતના દિવસે તેને વ્યભિચારી ગણવામાં આવશે.

ઉપરની હદીસ પર વિચાર કરવો જોઈએ અને પોતાના અમલની સુધારણા કરવી જોઈએ. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَآتُوا النِّسَاءَ صَدُقَاتِهِنَّ نِحْلَةً

**તર્જુમો :** અને સ્ત્રીઓને તેણીઓની મહેર ખુશીથી આપ્યા કરો.

(સૂરએ નિસાઅ : ૪)

ઉપરની કુર્આન અને હદીસની વઈદને સામે રાખીને તે લોકો પોતાના પરિણામની ફિકર કરે કે જે લોકો મહેર અદા કરવાને કંઈ સમજતા જ નથી અને મૃત્યુ પહેલાં પત્નીથી માફ કરાવી લે છે; હાલાંકે એ માફી શરીઅતમાં વિશ્વાસપાત્ર નથી.

## પત્નીના મળદ્વારના ભાગમાં સંભોગ હરામ છે

હદીસ શરીફમાં છે :

عن ابى هريرةؓ قال قال رسول الله ﷺ ملعون من اتى امرأة فى دبرها

અર્થ : હઝરત અબૂ હુરયરહ (ﷺ)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (ﷺ) એ ફરમાવ્યું : જે વ્યકિત પત્ની સાથે તેના પાછળના ભાગ (મળદ્વાર) માં સંભોગ કરે તેના ઉપર અલ્લાહની લા'નત છે.

(અબૂદાવૂદ, મુસ્નદે અહમદ)

## સંભોગના ભેદને કોઈ સામે બયાન કરવાની મનાઈ

પતિ – પત્ની વચ્ચે ચુંબન, પ્યાર, સંભોગ વગેરે બાબતો તેમની પરસ્પરની ખાનગી બાબતો છે. તે બાબતોને બીજાઓ સામે બયાન કરવી હરામ છે. ભલે પતિ પોતાના મિત્રોને બયાન કરે અથવા પત્ની પોતાની સહેલીઓને બયાન કરે. ટૂંકમાં મેળાપ વખતની બાબતોને લોકો સામે જાહેર કરવી સખત ગુનોહ છે.

અલ્લાહના રસૂલ (ﷺ)એ ઈર્શાદ ફરમાવ્યો :

ان مـن اشـر الـنـاس عند الله منزلة يوم القيامة الرجل يفضى الى امرأته وتفضى اليه ثم ينشر سرها.

**અર્થ** : કિયામતના દિવસે અલ્લાહની નજીક સૌથી ખરાબ તે વ્યકિત હશે, જે પોતાની પત્નીથી સંભોગ કર્યા પછી તેને ફેલાવે. (મુસ્લિમ)

મેળાપની વાતો બયાન કરવી ખૂબ જ નિમ્ન હરકત છે. અલ્લાહના રસૂલ (ﷺ)એ તેનું ઉદાહરણ બયાન ફરમાવ્યું છે :

فلا تفعلوا فانما ذلک مثل الشياطين لقى شيطانة فى طريق فغشيها والناس ينظرون.

**અર્થ** : મેળાપની વાતો બીજા સામે બયાન ન કરો, કારણ કે તેનું ઉદાહરણ એવું છે જેમકે શયતાન પુરુષ શયતાન સ્ત્રી સાથે જાહેર માર્ગ પર સંભોગ કરતો હોય અને લોકો તમાશો જોતા હોય.

(આદાબે ઈઝદિવાજ : ૭૦)

## માસિકની હાલતમાં સંભોગનાં નુકસાન

હેઝની હાલતમાં સંભોગ કરવો હરામ છે. જોકોઈ કપડાં પહેરીને સંભોગ કરે તો પણ હેઝની હાલતમાં મના અને ગુનાહિત કૃત્ય છે.

(શામી:૧/૧૯૪)

હેઝની હાલતમાં સંભોગ કરવાની મનાઈ કુર્આન અને હદીસમાં મોજૂદ છે. તેની મનાઈનાં બે કારણો છે:

(૧) હેઝના લોહીની ગંદકી જેનાથી માનવીની તબિયત ઘૃણા અનુભવે છે, પુરુષ અને સ્ત્રીને ઘણી શારીરિક બીમારીઓ પેદા થાય છે. તેથી આધુનિક વિજ્ઞાને હેઝવાળી સ્ત્રી સાથે સંભોગ કરવાથી જે નુકસાન અને બીમારીઓ સાબિત કરી છે તેમાં બે નુકસાન ખાસ છે, એક સ્ત્રીની યોનિમાં દર્દ પેદા થાય છે અને કેટલીક વખતે ગર્ભાશયમાં દુખાવો ઉત્પન્ન થાય છે, તેનાથી ગર્ભાશય ખરાબ થઈ જાય છે અને સ્ત્રી બાળક પેદા કરવાની શકિત ગુમાવી દે છે.

(૨) બીજું એ છે કે હેઝનું પ્રવાહી પુરુષના લિંગમાં પ્રવશ કરી જાય છે અને તેનાથી કયારેક પળું જેવું પ્રવાહી બની દુખાવો ઊભો કરે છે. આના જેવી અન્ય તકલીફો પણ પેદા થાય છે. તેને ધ્યાનમાં રાખીને આધુનિક ડોકટરો એ બાબતે સંમત થયા છે કે હેઝની હાલતમાં સંભોગથી દૂર રહેવું જોઈએ. આ એવી વાસ્તવિકતા છે જે હજાર વર્ષ પહેલાં કુર્આનમાં દર્શાવવામાં આવી છે. એ પણ કુર્આનનો ચમત્કાર છે.

(આદાબે ઈઝદિવાજ: ૬૪)

## હેઝની હાલતમાં પત્નીના ગુપ્તાંગો (સતર) જોવા અને તેનો સ્પર્શ કરવો જાઈઝ નથી

હેઝની હાલતમાં પતિ – પત્નીની દૂંટી નીચે ઘૂંટણો સુધીનો ભાગ શેહવત સાથે જોઈ શકાતો નથી. (શામી : ૧/૧૯૪)

હેઝની હાલતમાં પત્નીના બાકી શરીરના અંગોથી ફાયદો ઉઠાવવો જાઈઝ છે. હેઝની હાલતમાં પત્ની સાથે સૂવું જઈઝ છે, પરંતુ જયારે કામેચ્છાનું (શહવતનું) ગુમાન હોય તો સાથે સૂવું મના અને ગુનાહિત કૃત્ય છે. (ઉમ્દતુલ ફિકહ :૧/ ૨૪૬)

## નિકાહનો મસ્નૂન અને મુસ્તહબ તરીકો

**મંગની પહેલાં :** જયારે કોઈ વ્યકિત નિકાહ કરવા માંગે ભલે પુરુષ હોય કે સ્ત્રી, તો નિકાહનો પયગામ આપવા પહેલાં બંને એકબીજાના હાલાત અને સંસ્કારની તપાસ કરી લે. જેથી બાદમાં કોઈ વાત તબિયત વિરુદ્ધની પેશ ન આવે. શાદી માટે છોકરીની પસંદગીમાં શરીઅતે માલદારી, સૌંદર્ય, કૌટુંબિક ઈઝઝત અને દીનદારીમાં દીનદારીને અગ્રતા આપવી. હદીસ શરીફમાં છે કે આપ (ﷺ)એ ફરમાવ્યું :

تنکح المرأة لاربع لمالها ولحسبها ولجمالها ولدینها فاظفر بذات الدین

**અર્થ :** સ્ત્રીથી ચાર ગુણોને કારણે નિકાહ કરવામાં આવે છે: માલદારી, સૌંદર્ય, કૌટુંબિક ઈઝઝત અને દીનદારી. તમારી કામિયાબી એ છે કે તમે દીનદાર સ્ત્રીને પ્રાપ્ત કરો.

એક અન્ય હદીસમાં છે કે:

اذا خطب الیکم من ترضون دینه وخلقه فزوجوه الا تفعلوه تکن فتنة فی الارض وفساد عریض.

**અર્થ :** જયારે તમને એવી વ્યકિત નિકાહનો પયગામ મોકલે, જેના દીન અને સંસ્કારને તમે પસંદ કરતા હોવ (હે સરપરસ્ત વડીલો !) તમે તેનાથી નિકાહ કરી દો, નહીં તો ધરતી પર મોટો ફિત્નો અને ઝઘડો ફેલાય જશે. (મિશ્કાત:૨૬૭)

જે સ્ત્રી દીનદાર હોય, પરંતુ સૌંદર્યવાન ન હોય તો તે એવી સ્ત્રીથી શ્રેષ્ઠ છે જે સૌંદર્યમાં તો સારી હોય, પરંતુ દીનદાર ન હોય, બલકે દીનદારી સિવાય તે બધી ખૂબીઓમાં શ્રેષ્ઠ હોય, જેમાં દીનદારી હોય ભલે બીજી ખૂબીઓ (માલદારી, પ્રતિષ્ઠા, સૌંદર્ય વગેરે) ન હોય.

એક હદીસમાં છે કે બાંદી નાક–કાન કપાયેલી, ખામીયુકત, કાળી જે દીનદાર હોય, તે આઝાદ, માલદાર, સૌંદર્યવાનથી ઘણી સારી છે. (જમ્ઉલ ફવાઈદ : ૧/૨૧૬)

દીનદારી સાથે બીજી ખૂબીઓ હોય તો સોના ઉપર સુહાગ

પુરુષો માટે એ પણ મસ્નૂન છે કે જે સ્ત્રી સાથે લગ્ન કરવા ઈચ્છે તેને ખૂબ સારી રીતે જોઈ લે,આ શરતે કે તેને એવું યકીન હોય કે જો હું પયગામ મોકલીશ તો કબૂલ થશે. (શામી : ૩/૨૮૪)

જાતે જોવી તે સમયે મસ્નૂન છે, જયારે બીજી કોઈ સૂરત તેના વિશે માહિતી મેળવવાની શકય ન હોય.

(ઈલ્મુલ ફિકહ મઅલ્ હાશિયહ : ૬ /૧૭)

એવી જ રીતે પુરુષની પસંદગીમાં છોકરી અને તેના વડીલોને જોઈએ કે દીનદારીનો ખ્યાલ રાખે અને તેને પસંદગી આપે. જયારે ખૂબ પૂછપરછ અને બધી વાતો અનુકૂળ માલૂમ પડે તો પુરુષ તરફથી અથવા તેના વાલી તરફથી છોકરીને અથવા તેના વાલીને લગ્નનો પયગામ મોકલે, જેને આપણે ત્યાં મંગની કહે છે. મુસ્તહબ એ છે કે લગ્નનો પયગામ મોકલતા પહેલાં ઈસ્તિખારહની નમાઝ પઢી લે.

**મસ્અલો :** સ્ત્રી જો ઈદતમાં હોય તો ઈદત પૂરી થયા પછી નિકાહનો પયગામ મોકલવો જોઈએ.

**મસ્અલો :** જે સ્ત્રી પાસે એક વ્યકિત નિકાહનો પયગામ મોકલી ચૂકી હોય અને છોકરીવાળા તે પયગામ પર વિચાર – વિમર્શ કરી રહયા હોય તો જયાં સુધી તેમનો સિલસિલો ખતમ ન થઈ જાય ત્યાં સુધી બીજી વ્યકિતએ તેની ઉપર નિકાહનો પયગામ મોકલવો મકરૂહે તહરીમી છે. હદીસ શરીફમાં તેની સખત મનાઈ આવી છે. તેમાં બે મુસલમાનોમાં દુશ્મની અને સંબંધો વચ્ચે તિરાડ પડવાની શકયતા છે અને આ માનવતા, શરાફત અને હમદર્દીને હણનારી હરકત છે.

એ જાણ છતાં કે કોઈ વ્યકિતએ ફલાણી છોકરીથી નિકાહનો પયગામ મોકલ્યો છે પોતે પણ પયગામ મોકલવો ; પોતાના મુસલમાન ભાઈને તકલીફ પહોંચાડવા સમાન છે, જે હરામ છે.

મંગનીમાં મોઢાનું વચન પર્યાપ્ત છે, પત્ર મારફતે પણ મંગની થઈ શકે છે, ન ઓઢણી મોકલવાની જરૂરત છે અને ન લોકોને ભેગા કરવાની જરૂરત છે.

# મંગની પછી

જયારે બન્ને નિકાહ કરવા તૈયાર થઈ જાય તો પરસ્પર વાતચીત મારફતે અથવા પત્ર મારફતે બંનેની ખુશીથી નિકાહ માટે તારીખ નકકી કરી દેવામાં આવે. મુસ્તહબ એ છે કે જુમ્આનો દિવસ નકકી કરવામાં આવે, કોઈ દિવસ અથવા મહિનાને અપશુકન (મન્હૂસ) સમજીને તે નકકી ન કરવો મોટો ગુનોહ છે. મુસ્તહબ એ છે કે નિકાહની મજલિસ જાહેરમાં નકકી થાય, જેમાં બંને પરિવારના સભ્યો, મિત્રો અને નેક લોકો પણ હાજર રહી શકે. (ઈહયાઉલ ઉલૂમ)

આ પણ મુસ્તહબ છે કે નિકાહ મસ્જિદમાં રાખવામાં આવે, નિકાહની મજલિસમાં છોકરીના વાલીએ હાજર રહેવું જોઈએ. જોતે નિકાહ પઢાવવાનો સુન્નત તરીકો જાણતો હોય તો વાલી જાતે જ નિકાહ પઢાવે, જેમકે નબીએ કરીમ (ﷺ)એ હઝરત ફાતિમહ (રદિ.)નાં નિકાહ જાતે જ પઢાવ્યાં હતાં. તેનાથી તેનું સુન્નત હોવું માલૂમ પડે છે. હા, જો વાલી નિકાહ પઢાવી શકે એમ ન હોય તો કોઈ બીજાને પોતાના તરફથી પરવાનગી આપે દે, પરંતુ તે સ્થિતિમાં પણ એકરાર અને કબૂલ વખતે વાલીનું હાજર રહેવું જરૂરી છે અને જોકોઈ છોકરીનો વાલી ન હોય અને તે જાતે પુખ્તવયની હોય તો તેનો વકીલ હાજર રહે, પછી નિકાહ પઢાવનારો મસ્નૂન ખુત્બો પઢે. ત્યાર બાદ દુલ્હાને સંબોધીને કહે કે," મૈં ફલાણી છોકરીને જેના પિતાનું નામ આ છે. આટલી મહેરના બદલામાં તમારા નિકાહમાં આપી" એ છોકરી તરફથી સંમતિ છે, દુલ્હો તેના જવાબમાં કહે:" મૈં કબૂલ કરી". એ દુલ્હા તરફથી સંમતિ છે. આ પરસ્પરની વાતચીત (સંમતિ)થી નિકાહ થઈ ગયાં. ત્યાર પછી પતિ – પત્ની માટે અલ્લાહ તઆલાથી બરકતની દુઆ કરવામાં આવે કે અલ્લાહ તઆલા તેમને ભલાઈ નસીબ કરે અને તમારા બંનેનું જોડું સલામત રાખે. હદીસ શરીફમાં પુરુષને મુબારકબાદી આપવા માટે

દુઆના શબ્દો આવેલા છે:

بَارَكَ اللّٰهُ لَكَ وَبَارَكَ عَلَيْكُمَا وَجَمَعَ بَيْنَكُمَا فِيْ خَيْرٍ

**અર્થ :** અલ્લાહ તમને આ નિકાહ મુબારક કરે, તમારા બંને ઉપર બરકત ઉતારે અને ભલાઈમાં તમને બંનેને હમેશાં એકત્ર રાખે.

(અબૂ દાવૂદ – તિરમિઝી)

નિકાહ માટે બે ગવાહ જરૂરી છે. મજલિસમાં નિકાહના ઈજાબ અને કબૂલ સાંભળનાર નિકાહના ગવાહ કહેવાય છે. છોકરીની સંમતિ અને ઈજાઝત લેવા માટે ગવાહોની જરૂરત નથી.

નિકાહ પઢાવનાર છોકરીનું નામ અને તેના પિતાનું નામ ઊંચા અવાજથી લઈ ઈજાબ અને કબૂલ કરાવે, જેથી હાજરજનો (ઓછામાં ઓછા બે પુરુષો) સારી રીતે સાંભળી લે. એવી રીતે દુલ્હાને જોઈએ કે બુલંદ અવાજથી કબૂલ કરે અને શરમાય નહીં. એવી રીતે છોકરીની ઓળખ માટે જોતેના પિતાનું પ્રખ્યાત નામ લેવાની જરૂરત હોય તો એવું જ કરે. જેથી સાંભળનારા ખૂબ સારી રીતે સાંભળી અને સમજી શકે કે ફલાણી છોકરીનાં નિકાહ છે.

મુસ્તહબ એ છે કે પરહેઝગાર વ્યકિતને ગવાહ બનાવવામાં આવે,ગુનેહગારને વ્યકિતને નહીં. નિકાહનો ખુત્બો પઢવો મસ્નૂન છે, પરંતુ તેને સાંભળવો હાજરજનો માટે વાજિબ છે. તે સમયે વાત કરવી ગુનોહ છે.

## વલિમહનો મસ્નૂન તરીકો

પહેલી રાત્રીએ (જાતીય સંબંધ પછી) પતિને જોઈએ કે તે પોતાના ખાસ લોકોને પોતાની શકિત પ્રમાણે ખવડાવે, જો પતિ જાતે વલિમહની શકિત ન ધરાવતો હોય તો તે સમયે તેના નજીકનાં સગાં – સંબંધીઓ અને પડોશીઓ પોત પોતાનું ખાણું એકત્ર કરી સુન્નત વલિમહ કરવામાં તેની મદદ કરે. (ફત્હુલ મુલ્હિમ : ૩/૪૯૧)

**મસ્અલો :** જો વલિમહ ગર્વ–ઘમંડ, ડોળદંભ અને દેખાડા માટે હોય

તો એવો વલિમહ જાઈઝ નથી. હદીસ શરીફમાં એવા વલિમહના ખાણાને સૌથી બુરું ખાણું લેખાવ્યું છે. એવા વલિમહને કબૂલ કરવો પણ જાઈઝ નથી. (ઈસ્લાહુર્રુસૂમ:૮૩)

અલ્લાહ તઆલા આપણાં બધાંને પોતાના પ્યારા રસૂલ (ﷺ)ની પ્યારી અને પવિત્ર અદાઓની નકલ કરવાની તવફીક નસીબ ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !

وَصَلَّ اللّٰہُ تَعَالٰی عَلٰی حَبِیْبِکَ مُحَمَّدٍ وَّعَلٰی آلِہٖ وَصَحْبِہٖ اَجْمَعِیْنَ

# સમાપ્ત





પ્રકાશન નંબર : ૩૩

## اماطةُ الاذیٰ عن الطَّرِیُق (الحدیث)

# રસ્તા વિશે ઈસ્લામી તા'લીમ


**સંપાદક**

હઝરત મવ. મુફતી મુહમ્મદ આદમ સાહબ કાકોસી (દા.બ.)
જામિઅહ નઝીરિય્યહ કાકોસી (ગુજરાત –ઈન્ડિયા)

**ગુજરાતી અનુવાદક**

અહમદહુસૈન ઉમર ગાઝી



**પ્રકાશક**

જનાબ ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.
"બયતુલ ઈશાઅત"
મુ.પો.પરીએજ – ૩૯૨૦૨૧ તા.જિ. ભરૂચ (ગુજરાત – ઈન્ડિયા)
મો. :૦૯૪૨૭૮ ૧૬૪૮૨

⇨ કિતાબનું નામ : રસ્તા વિશે ઇસ્લામી તા'લીમ
⇨ સંપાદક : મવ. મુફતી મુહમ્મદ આદમ સા.
⇨ પ્રકાશન વર્ષ : ૨૦૧૫ – ડિસેમ્બર
⇨ અનુવાદક : અહમદહુસૈન ઉમર ગાઝી

## કિતાબ મળવાનું સરનામું

જનાબ ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.
"બયતુલ ઈશાઅત"
મુ.પો.પરીએજ – ૩૯૨૦૨૧ તા.જિ. ભરૂચ (ગુજરાત – ઈન્ડિયા)
મો. :૦૯૪૨૭૮ ૧૬૪૮૨

બિસ્મિહી તઆલા

# પ્રકાશકીય

**અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ્ મુરસલીન....**

માનવ – જીવન અને માનવ–સમાજનું કોઈ ક્ષેત્ર એવું નથી, જેમાં ઈસ્લામે માર્ગદર્શન અને દિશાનિર્દેશ પૂરાં પાડયાં ન હોય. ઈસ્લામની સર્વગ્રાહી અને કલ્યાણકારી તા'લીમાતે માનવ –જીવન, માનવ– સમાજ અને માનવ–વ્યવહારના પ્રત્યેક ક્ષેત્રને આવરી લીધું છે.

ઈસ્લામે પોતાની તા'લીમાતમાં માનવ –હિત અને માનવ –કલ્યાણને હંમેશા નજર સમક્ષ રાખ્યાં છે.

ઈસ્લામે દીનધર્મના પાંચ વિભાગો સૂચવ્યા છે : (૧) અકાઈદ, (૨) ઈબાદાત, (૩) મુઆમલાત, (૪) મુઆશરત, (૫) અખ્લાક....

મુઆશરત (સામાજિકતા) વિશે અનેક અહાદીષમાં આદેશો, ઉપદેશો અને દિશાનિર્દેશો આપવામાં આવ્યા છે. જો માત્ર એક બુનિયાદી અને મુળભૂત નીતિ – નિયમ પર અમલ કરી લેવામાં આવે, તો મુઆશરતને સ્પર્શતા તમામ આદેશો અને ઉપદેશો પર આપોઆપ અમલ થઈ જશે અને તે મુખ્ય નિયમ અને સિદ્ધાંત નિમ્ન લિખિત હદીષમાં દર્શાવાયો છે. નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નો ઈર્શાદ છે :

"**તકુફ્ફુ શર્ર–ક અનિન્નાસ** : તમે પોતાના શર (દુષ્ટતા અને કુચેષ્ટા) ને અન્ય લોકોથી રોકી લો." (મુસ્લિમ શરીફ : ૧/૬૨)

હઝરત ષવબાન (રદિ.) થી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એક અન્ય ઈરશાદ મન્કૂલ છે :"અલ્લાહના બંદાઓને તકલીફ ન પહોંચાડો." (મુસ્નદે અહમદ:૫/૨૭૯,હદીષ ક્રમાંક:૨૧૮૯૬)

"જે માણસ દુનિયામાં કોઈ મુસલમાનની તકલીફને દૂર કરશે, તો અલ્લાહ તઆલા આખિરતમાં તેની તકલીફોને દૂર ફરમાવશે"

(તિરમિઝી શરીફ : ૨ / ૧૪)

મુઆશરતના તમામ અહકામ અને મસાઈલનો નિચોડ અને નિષ્કર્ષ આ છે કે તમારા કોઈ પણ કથન – વર્તન, કથની – કરણી અને આચાર – વિચારથી બીજા કોઈને જર સરખીય તકલીફ પહોંચવી જોઈએ નહીં.

મુઆશરત અને અખ્લાકના અનેક વિભાગો છે, જે પૈકી એક વિભાગ માર્ગ અને સડકને લગતો વિવેક, સભ્યતા અને શિષ્ટાચારનો પણ છે. કહો કે માર્ગના હક્કોનો લિહાઝ, રિઆયત અને અદાયગી પર ઈસ્લામી મુઆશરત (સામાજિક જીવન) નો એક અવિભાજ્ય અંશ અને અતૂટ અંગ છે. દીનના આ ગરિમાવંત વિભાગની મહત્તા હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તે મુબારક ઈરશાદાત અને ઈસ્લામી તા'લીમાતથી સારી પેઠે સ્પષ્ટ અને પ્રતિપાદિત થાય છે, જે વાંચન હેઠળની કિતાબ " **રસ્તા વિશે ઈસ્લામી તા'લીમ**" માં પ્રસ્તુત કરાયા છે.

ખરેખર હઝરત મવલાના મુફતી મુહમ્મદ આદમ સાહેબ (દા.બ.) (મદ્રસા નઝીરિય્યહ– કાકોશી) એ આવી ઉપયોગી, ખપકારક અને લાભદાયક કિતાબ લખી વર્તમાન સમયની એક અગત્યની માંગને સંતોષી છે અને લોકલાગણીને વાચા આપી છે તથા ઈસ્લામી સ્વભાવને પરિભાષિત કર્યો છે જયારે મવલાના મુહમ્મદ ઈબ્રાહીમ ઉદયા– માંગરોલી સા. મ.ઝિ. (ખાદિમ–જામિઅહ રિયાઝુસ્સાલિહીન: માંગરોલ, જિ.જુનાગઢ) એ પોતાની મૂલ્યવાન પાદ્પૂર્તિ અને પરિશિષ્ટ દ્વારા કિતાબની ઉપયોગિતામાં વધારો કરી દીધો છે. શુક્રિયહ, જઝાકુમુલ્લાહ, હાર્દિક મુબારકબાદ !

"બયતુલ ઈશાઅત – પરીએજ" આવી શિરમોર અને શાહકાર કૃતિને પ્રકાશિત કરવા બદલ આનંદ અને ધન્યતાની લાગણી અનુભવે છે.

અલ્લાહ તઆલા લેખક, પ્રકાશક અને સહાયક વૃંદના સહિયારા પ્રયાસોને શર્ફે કબૂલ અતા ફરમાવે તથા દારૈનની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન !

મોહતાજે દુઆ

**જનાબ ઈસ્માઈલભાઈ ઘડિયાળી સા.**

"બયતુલ ઈશાઅત" મુ.પો. પરીએજ – ૩૯૨૦૨૧

તા.જી. ભરૂચ (ગુજરાત – ઈન્ડિયા)

મો. : ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

بسم الله الرحمن الرحيم

# પ્રકાશકના બે બોલ

حامدا ومصليا ومسلما، اما بعد!

લગભગ મોટા ભાગના મુહદ્દિષોએ આ મશહૂર હદીસ બયાન ફરમાવી છે :

الايمان بضع وسبعون شعبة فافضلها قول لااله الا الله وادناهااماطة الاذى عن الطريق والحياء شعبة من الايمان

એટલે ઈમાનની સિત્તેર(૭૦)કરતા પણ કંઈક વધારે શાખાઓ છે તેમાં સૌથી આ'લા અને અફઝલ તો લા ઈલા–હ ઈલ્લલ્લાહનો સ્વીકાર કરવો (અર્થાત તવહીદની શહાદત આપવી છે.)અને અદના દરજજાની ચીજ ઈજા અને તકલીફ દેનારી વસ્તુઓને રસ્તામાંથી હટાવવી છે અને હયા–શરમ ઈમાનની એક મહત્વની શાખા છે.(બુખારી, મુસ્લિમ)

ઈમાનની ઉપરોકત શાખાઓમાંથી મોટાભાગની શાખાઓનું વિવરણ પણ અવારનવાર બયાન થતું રહે છે, પરંતુ તે પૈકી એક શાખા اماطة الاذى عن الطريق ઈજા અને તકલીફ દેનારી વસ્તુઓને રસ્તામાંથી હટાવવાની ફઝીલત અને અગત્યતા તેમજ રસ્તામાં ઈજા–તકલીફ દેનારી ચીજોને નાખવાનો ગુનાહ લોકો સામે ઘણો ઓછો બયાન કરવામાં આવે છે, હાલાંકે કુર્આને કરીમમાં તો અહીંયા સુધી તાલીમ આપવામાં આવી છે કે એક મુસલમાનને રસ્તામાં કેવી રીતે ચાલવું જોઈએ. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે: وَعِبَادُ الرَّحْمٰنِ الَّذِيْنَ يَمْشُوْنَ عَلَى الْاَرْضِ هَوْنًا(રહમાનના બંદાઓ ધરતી પર નરમીથી ચાલે છે.)ઉપરાંત, રસ્તામાં બેસીને લોકોને ડરાવવા –ધમકાવવાથી અને જુલ્મ કરવાથી પણ રોકવામાં આવ્યા છે, જેમકે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે: وَلَا تَقْعُدُوْا بِكُلِّ صِرَاطٍ تُوْعِدُوْنَ وَتَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ(અને ન બેસો રસ્તાઓ પર કે ડરાવો અલ્લાહ તઆલાના રસ્તાથી).

ઉપરાંત, કોમે લૂત જયાં બીજી ઘણી બુરાઈઓ કરતી હતી તે પૈકી

એક બુરાઈ એ પણ હતી કે રસ્તામાં ચાલતા લોકોને સતાવતા, પથ્થર મારતા.માટે તે લોકોની નિંદા કરતાં અલ્લાહ તઆલા ફરમાવે છે: ائنکم لتأتون الرجال وتقطعون السبیل (શું તમે પુરુષોથી બુરું કામ કરો છે અને તમે લૂંટફાટ કરો છો.) કુઆને કરીમના આવા સ્પષ્ટ હુકમો હોવા છતાં જયારે લોકો સામે તેની માલૂમાત ન પહોંચી તો તેનું પરિણામ એ આવ્યું કે ઈમાનની આ અગત્યની શાખાની કદર અને મહત્વતા ધ્યાનમાંથી નીકળતી ગઈ, અહીંયા સુધી કે તકલીફ દેનારી ચીજોને રસ્તામાં નાખવાને અને રસ્તો રોકવાને કોઈ ગુનોહ પણ સમજતું નથી.હદ તો એ છે કે દીનની બીજી શાખાઓ ઈબાદત વગેરેમાં આગળ રહેનારા દીનદાર કહેનારા લોકો પણ આ શાખા પર અમલ કરવામાં શૂન્ય નજર આવે છે.

આ અગત્યની શાખામાં આપણી ગફલત દૂર કરવાની નિય્યતથી હઝરત મુફતી આદમ સાહેબ(દા.બ.)એ આ પુસ્તિકાનું સંપાદન કર્યું અને સહીહ હદીસોની રોશનીમાં જરૂરી વાતો ઉમ્મત સમક્ષ રજૂ કરી. તેનાથી માલૂમ થાય છે કે તકલીફ દેનારી ચીજોને રસ્તાથી હટાવવામાં જન્નતનો વાયદો છે અને રસ્તામાં ચાલનારા લોકો માટે તકલીફ અને તંગી ઊભી કરવા પર ઈબાદત અકારત અને રદ થવાની વઈદ છે.જો કે હઝરતનો આ મઝમૂન એક બીજી કિતાબમાં પ્રકાશિત થયો હતો, હાલાંકે તેની જરૂરત ઘણી હતી અને હઝરત મુફતી સાહેબ(દા.બ.)એ મજલિસે ઈસ્લાહે મુઆશરહથી આ મઝમૂનને છપાવવાનો ઈશારો પણ ફરમાવ્યો, તેથી હઝરતના હુકમને અમારી સઆદત સમજીને આ મઝમૂનની અગત્યતા જોઈને મજલિસે ઈસ્લાહે મુઆશરહ તરફથી પ્રકાશિત કરવામાં આવે છે. અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ છે કે અલ્લાહ તઆલા હઝરત મુફતી સાહેબની આ દીની ઈસ્લાહી ફિકરને મકબૂલ બનાવે અને મજલિસ તરફથી આ બીજી આવૃત્તિને વાંચકો માટે વધારે લાભદાયક બનાવે,આમીન યા રબ્બલ આલમીન!

وَصَلَّ اللّٰهُ تَعَالٰی عَلٰی حَبِیْبِکَ مُحَمَّدٍ وَّعَلٰی آلِهٖ وَصَحْبِهٖ اَجْمَعِیْنَ

*બંદા:(મવલાના) મુહમ્મદ ઈબ્રાહીમ ઉદયા માંગરોલી*

*ખાદિમ: મજલિસે ઈસ્લાહે મુઆશરહ –માંગરોલ*

# સમીક્ષા

بسم الله الرحمن الرحيم

મુહતરમ જનાબ મવલાના ઈબ્રાહીમ સાહેબ ઉદયા, માંગરોલ
વ અલયકુમુસ્સલામુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.

" રાસ્તોં કે મુતઅલ્લિક ઈસ્લામી તા'લીમાત"નો વધારો અને શરૂઆતમાં પ્રકાશકના બે બોલ ધ્યાનથી વાંચ્યા, ઘણી ખુશી થઈ. માશાઅલ્લાહ, આપે ફાયદાકારક વિષયોનો વધારો કર્યો છે. અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવે, છપામણીમાં શુધ્ધીકરણનો ઈહતિમામ ફરમાવશો, અલ્લાહ તઆલા લોકોને શરઈ તા'લીમાત પર અમલની તવફીક નસીબ ફરમાવે, આમીન !

મજલિસે ઈસ્લાહે મુઆશરહ–માંગરોલની બધી દીની ખિદમાત મુબારકબાદને પાત્ર છે. તેને લીધે દિલથી દુઆઓ નીકળે છે. અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવે અને નજાતનું નિમિત્ત બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

ફકત વસ્સલામ
(મુફતી) મુહમ્મદ આદમ કાકોસી (સાહેબ)
૨૭, જુમાદલ ઊલા હિ.સ.૧૪૩૪
મદ્રસા નઝીરિય્યહ,કાકોસી



# ઝિમ્મેદાર ઉલમાએ કિરામને વિનંતી

દરેક જગ્યાના ઝિમ્મેદાર ઉલમાએ કિરામને વિનંતી છે કે તેઓ પહેલા આ લેખને ધ્યાનથી વાંચે, પછી કોઈ નમાઝ પછી તેને વાંચીને લોકોને સમજાવે, જેથી લોકો તેની ઉપર અમલ કરે અને મોટા ગુનાહોથી બચે.

## પ્રસ્તાવના

આજે લોકો સામાન્ય રીતે રસ્તાઓ પર ગંદકી નાખે છે, હાલાંકે હદીસ શરીફમાં રસ્તામાંથી તકલીફ દેનારી ચીજોને હટાવવાને ઈમાનની એક શાખા કહી છે. એવી રીતે ઘણા લોકો રસ્તાઓને સાંકડાં કરી દે છે, હાલાંકે હદીસ શરીફમાં એવા લોકો વિશે સખત વઈદ આવી છે અને રસ્તાથી તકલીફ દેનારી ચીજોને હટાવવા પર જન્નતની ખુશખબરી અને સદકાનો સવાબ બતાવ્યો છે. આવી હદીસો લોકોને માલૂમ ન હોવાને કારણે તેમાં ગફલત થઈ રહી છે. એટલા માટે દિલમાં એ ઈચ્છા પેદા થઈ કે તેના વિશે અમુક હદીસો એકત્ર કરીને લોકો સમક્ષ રજૂ કરવામાં આવે, તો ઉમ્મીદ છે કે લોકો તેની ઉપર અમલ કરીને જન્નતના હકદાર બનશે અને જહન્નમથી બચશે અને ઓછામાં ઓછું આ ગુનાહને ગુનાહ સમજશે, જેથી કોઈ વખતે તેનાથી તવબાની તવફીક મળશે. અલ્લાહ તઆલા બધા મુસલમાનોને તેની ઉપર અમલ કરવાની તવફીક અતા ફરમાવે, આમીન!

### (૧) રસ્તામાં ગંદકી નાખવા પર લા'નત :

અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું કે તમે લા'નતના બે કાર્યોથી બચો! સહાબા (રદિ.)એ અરજ કરી, હે અલ્લાહના રસૂલ (ﷺ)! તે લાનતપાત્ર બે કાર્યો કયા છે ? આપ (ﷺ) એ ફરમાવ્યું કે રસ્તામાં કે છાંયડામાં સંડાસ કરવી. (મુસ્લિમ શરીફ)

ફાયદો : નાના બાળકોને સંડાસ માટે રસ્તામાં બેસાડવા પણ જાઈઝ નથી અને તેનો ગુનાહ બેસાડવાવાળાને થશે. એવી રીતે ભેંસોનો પેશાબ પણ રસ્તામાં કાઢવો જાઈઝ નથી.

**(૨)રસ્તામાંથી તકલીફ દેનારી વસ્તુઓ હટાવવા બદલ જન્નત પ્રાપ્ત થઈ :**

અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું કે મેં એક વ્યકિતને જન્નતમાં ફરતી નિહાળી છે અને જન્નતમાં તે કારણે દાખલ થઈ કે તેણે રસ્તામાંથી લોકોને તકલીફ દેનાર ઝાડને કાપી નાખ્યું હતું. (મુસ્લિમ શરીફ)

બીજી હદીસમાં છે કે એક પુરુષનો ગુઝર એવા ઝાડની ડાળી પાસેથી થયો, જે રસ્તામાં આવી ગઈ હતી, તો તે પુરુષે પોતાના દિલમાં પાકો નિર્ણય કર્યો કે હું આ ડાળીને મુસલમાનોના રસ્તામાંથી જરૂર હટાવી દઈશ, જેથી તે મુસલમાનોને તકલીફ ન પહોંચાડે. તેની ઉપર તે જન્નતમાં દાખલ થયો. (બુખારી – મુસ્લિમ)

મતલબ એ કે તે ડાળી કાપી નાખવા પર તેને જન્નત મળી અથવા હટાવવાની નિય્યત કરવા બદલ તેને જન્નત મળી.

(મિર્કાતઃ શર્હે મિશ્કાત : ૨ / ૪૭૬)

**(૩) ઉમ્મતના આ'માલમાંથી સારો અને બુરો અમલઃ**

હઝરત અબૂ ઝર (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (ﷺ)એ ઈર્શાદ ફરમાવ્યો : મારી ઉપર મારી ઉમ્મતના સારા અને બુરા (બંને પ્રકારના) અમલો રજૂ કરવામાં આવ્યા, તો મારી ઉમ્મતના અમલોમાંથી ઉત્તમ વસ્તુ તે છે કે રસ્તામાંથી તકલીફ દેનારી વસ્તુને હટાવી દેવી અને મારી ઉમ્મતના અમલોમાંથી સૌથી બુરી વસ્તુ એ છે કે મસ્જિદમાં થૂંકવું. પછી તેને સાફ ન કરવામાં આવે. (મુસ્લિમ શરીફ)

**(૪) રસ્તામાંથી તકલીફ દેનારી વસ્તુને હટાવવી, ઈમાનની અદના શાખા છેઃ**

અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું : ઈમાનની ઘણી શાખાઓ છે

તેમાં સૌથી ઉચ્ચ અને શ્રેષ્ઠ તો લા ઈલાહ ઈલ્લલ્લાહનો સ્વીકાર છે અને અદના દરજજાની ચીજ ઈજા અને તકલીફ દેનારી વસ્તુઓને રસ્તામાંથી હટાવવી છે અને હયા – શરમ ઈમાનની એક મહત્વની શાખા છે. (બુખારી – મુસ્લિમ)

ફાયદો : આ હદીસથી માલૂમ થયું કે રસ્તામાંથી તકલીફ દેનારી ચીજને હટાવવી, ઈમાનથી સંબંધ ધરાવે છે અને રસ્તામાં તકલીફ દેનારી ચીજ નાખવી ઈમાનની વિરુદ્ધ છે.

**(૫) મુસલમાનોને તક્લીફ પહોંચાડવી એવા લોકોનું કામ છે, જેમનાં દિલમાં ઈમાન ન હોય:**

અલ્લાહના રસૂલ (ﷺ) મિમ્બર પર ચઢયા અને ઊંચા અવાજે ફરમાવ્યું : હે તે લોકો ! જેઓ જબાનથી ઈસ્લામ લાવ્યા છે અને તેમનાં દિલોમાં ઈમાન નથી ઊતર્યું, તમે મુસલમાનોને તકલીફ ન પહોંચાડો.

(તિરમિઝી)

ફાયદો : આ હદીસથી માલૂમ થયું કે મુસલમાનોને કોઈ પણ જાતની તકલીફ પહોંચાડવી ઈમાન દિલમાં ન ઊતરવાની નિશાની છે, જે ઘણી ફિકર કરવાની બાબત છે.

(૬) એક હદીસમાં છે કે મુસલમાન તે છે જેની જીભ અને હાથ વડે મુસલમાનોને કોઈ તકલીફ ન પહોંચે. (તિરમિઝી – નસાઈ)

(૭) એક હદીસમાં છે કે રસ્તામાંથી તકલીફ દેનારી ચીજને હટાવવી સદકો છે.( મિશ્કાત)

(૮) હઝરત અબૂ હુરયરહ (રદિ.) એ અરજ કરી કે હે અલ્લાહના રસૂલ (ﷺ) ! આપ મને એવી વસ્તુ શિખવાડો, જેની ઉપર અમલ કરીને હું ફાયદો ઉઠાવું, તો અલ્લાહના રસૂલ (ﷺ)એ ફરમાવ્યું કે તમે રસ્તામાંથી તકલીફ દેનારી વસ્તુને હટાવી દો.

ફાયદો : આ હદીસથી માલૂમ થયું કે રસ્તામાંથી તકલીફ દેનારી વસ્તુને હટાવી દેવાથી ઈમાનની પ્રગતિનો ફાયદો પ્રાપ્ત થાય છે.

### (૯) રસ્તામાં તકલીફ આપવા પર લાનત :

એક હદીસમાં છે કે જે વ્યકિત મુસલમાનોને રસ્તામાં કોઈ તકલીફ પહોંચાડે (ભલે રસ્તો સાંકડો કરીને અથવા કોઈ તકલીફ આપનારી ચીજ નાખીને) તો તે વ્યકિત પર મુસલમાનોની લા'નત સાબિત થશે. (તબરાની )

ફાયદો : રસ્તો બધા લોકોનો હક છે અને તેને પોતાના વ્યકિતગત ફાયદા માટે સાંકડો કરવો જાઈઝ નથી. ખૂબ જ મોટો ગુનોહ છે, બધા લોકોનો હક મારવો છે. રસ્તો તંગ કરવાના અલગ અલગ પ્રકાર છેઃ

- ☛ અમુક લોકો રસ્તામાં ભેંસો બાંધે છે,
- ☛ અમુક લોકો બકરીઓ બાંધે છે,
- ☛ અમુક લોકો મોટા મોટા લાકડા મૂકી દે છે,
- ☛ અમુક લોકો ઈંટો મૂકી દે છે,
- ☛ અમુક લોકો પોતાની દીવાલ પાસે વધારે માટી નાખીને ઊંચો ટેકરો કરી દે છે.. તેને કારણે લોકો વરસાદમાં લપસી જાય છે.
- ☛ અમુક લોકો રસ્તો ઊંચો કરી દે છે, તેને કારણે વરસાદનું પાણી રોકાઈ જાય છે..
- ☛ અમુક લોકો રસ્તામાં પાણી નાખીને કાદવ – કીચડ કરે છે. આ બધા પ્રકારમાં મુસલમાનોની લા'નત તેની ઉપર સાબિત થઈ જાય છે અને તેમની ઈબાદત કબૂલ થતી નથી, જેમકે હદીસ શરીફમાં આવ્યું છે.

### (૧૦) રસ્તો તંગ કરનારનો જિહાદ કબૂલ થતો નથીઃ

હદીસ શરીફમાં છે કે જે વ્યકિત કોઈ સ્થળે (પડાવ નાખવાની જગ્યાએ) રસ્તો તંગ કરે અથવા કોઈ મુસલમાનને તકલીફ પહોંચાડે તો તેનો જિહાદ કબૂલ થતો નથી. (મુસ્નદે અહમદ, અબૂ દાવૂદ)

જિહાદની કબૂલિયતની મનાઈ એટલા માટે કરવામાં આવી કે આવા મોકાઓ સામાન્ય રીતે જિહાદના સફરમાં જ પેશ આવે છે અને જયારે જિહાદ જેવી ઈબાદત કબૂલ થતી નથી તો સ્પષ્ટ થયું કે જયારે જિહાદમાં

થોડી વાર માટે રસ્તો તંગ કરવો ગુનોહ છે, તો જે લોકો પોતાના મકાન અથવા આંગણામાં રસ્તાનો થોડો ભાગ શામેલ કરી દે છે. (જેનાથી હંમેશાં માટે રસ્તો તંગ થઈ જાય છે.) તેનો ગુનોહ કેટલો સખત હશે અને તે ગુનોહ પણ હંમેશાંનો હશે. જો તવબહ કરે તો તવબહ પણ સહીહ નહી થાય, કારણ કે તવબહ સહીહ થવા માટે તે ગુનાહને છોડી દેવો (એટલે હક વગરનો કબજો છોડી દેવો)પણ જરૂરી છે.પરિણામ એ આવશે કે નાહક કબજાથી અવલાદ ફયદો ઉઠાવશે અને પિતા પોતાની કબરમાં અઝાબ ભોગવશે.અલ્લાહ બધાને સાચી સમજ અતા ફરમાવે. આમીન !

## એક અગત્યનો મસ્અલો

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.)એ લખ્યું છે કે ગામ અથવા શહેરમાં જે જગ્યા બધા લોકો માટે જનરલ(કોમન) જરૂરતો માટે હોય છે તેમાં બધા લોકોનો હક છે. એટલા માટે કોઈ પંચાયત અથવા સરકારથી મંજૂર કરાવીને પણ પોતાના પ્રાઈવેટ કામ માટે લેવા માંગે તો નથી લઈ શકતો.જો એવી જમીન પોતાના નામે કરાવે તો ગુનેહગાર થશે અને મુસલમાન સરપંચે તેને મંજૂર કરી તો પણ તે બધા લોકોનો હક મારનાર અને ગુનેહગાર થશે.દા.ત.રસ્તાનો થોડો ભાગ અથવા પડતર જગ્યા કોઈના નામે કરી દેવી હંમેશાંનો અને સખત ગુનોહ છે.

### (૧૧) રસ્તો સરખો અને સીધો કરવો મોટા સવાબનું કામ છે :

હદીસ શરીફમાં છે કે સમગ્ર સૃષ્ટિ અલ્લાહ તઆલાનું કુટુંબ છે. જે વ્યકિત અલ્લાહ તઆલાના કુટંબ સાથે સારો વર્તાવ કરે તે અલ્લાહ તઆલાને સૌથી વધારે પ્રિય છે.

ફાયદો: જાહેર છે કે રસ્તો સરખો અને સીધો બનાવવા પર જે ખર્ચ થશે

તે અલ્લાહ તઆલાની મખ્લૂકને રાહત પહોંચાડવા પર ખર્ચ થશે અને રસ્તાની ખરાબીથી બધાને તકલીફ થશે.

## (૧૨) પોતાના ઘરની સામે સફાઈ ન રાખવી યહૂદનો તરીકો છે :

હદીસ શરીફમાં છે કે પોત પોતાના ઘરની સામેની સફાઈ રાખ્યા કરો અને તેને ગંદુ રાખીને યહૂદની એકરૂપતા ન કરો.

**ફાયદો:** યહૂદની એકરૂપતા અપનાવવી એક મોટો ગુનોહ છે.તેનો પણ તકાદો છે કે દરેક મુસલમાન તેની ઉપર અમલ કરે તો ઉમ્મીદ છે કે આખો મોહલ્લો સાફ રહેશે.

## (૧૩) કોઈ ગુનાહને જોઈને તેની ઈસ્લાહ કરવી ઈમાનનો તકાદો છે :

હદીસ શરીફમાં છે કે જે વ્યકિત કોઈ ગુનાહને પોતાની આંખોથી જુએ તો તેના માટે જરૂરી છે કે પોતાના હાથથી તે ગુનાહને રોકે,જો હાથથી રોકવાની શકિત ન હોય તો જબાનથી સમજાવીને રોકે અને જો જબાનથી સમજાવવાની સલાહિય્યત ન હોય તો પોતાના દિલથી તેને ખરાબ સમજે અને આ (દિલથી ખરાબ સમજવું) ઈમાનનો સૌથી કમજોર દરજો છે. (મુસ્લિમ શરીફ)

**ફાયદો:** આ હદીસનો તકાદો એ છે કે જે મુસલમાન રસ્તો તંગ કરે અથવા રસ્તામાં ગંદકી નાખે અને બીજા મુસલમાનોને ખરેખર તેના આ કાર્યની જાણ થઈ જાય તો તેમના માટે જરૂરી છે કે પોતાના હાથ અથવા જબાનથી રોકે.ખાસ કરીને મોભાદાર ઝિમ્મેદારોએ તેની ઉપર ધ્યાન આપવાની જરૂરત છે.અલ્લાહ તઆલા અમલની તવફીક અતા ફરમાવે, આમીન!

وَصَلَّ اللّٰهُ تَعَالٰی عَلٰی حَبِیْبِکَ مُحَمَّدٍ وَّعَلٰی آلِہٖ وَصَحْبِہٖ اَجْمَعِیْنَ

# પરિશિષ્ટ

**(૧) ઉમ્મતના આ'માલ પૈકી સારા અને ખરાબ અમલ:**

હઝરત અબૂ ઝર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ(ﷺ)એ ઈરશાદ ફરમાવ્યો: મારી ઉપર મારી ઉમ્મતના સારા અને ખરાબ (બંને પ્રકારના) અમલ પેશ કરવામાં આવ્યા, તો મારી ઉમ્મતના અમલોમાંથી ઉત્તમ ચીજ તે છે કે રસ્તામાંથી તકલીફ દેનારી ચીજને હટાવી દેવી અને મારી ઉમ્મતના અમલોમાંથી સૌથી ખરાબ ચીજ એ છે કે મસ્જિદમાં થૂંકવું.પછી તેને સાફ કરવામાં ન આવે.(મુસ્લિમ, મિશ્કાત:૬૯)

**ફાયદો:** જો આપણી અંદર ઈમાની ગયરત છે તો રસ્તામાંથી તકલીફ દેનારી ચીજોને હટાવવી પોતાની ખુશનસીબી સમજવી, એટલા માટે કે આ ઉમ્મતના અમલમાં ઉત્તમ અમલ બતાવવામાં આવ્યો છે.

**(૨) અવર-જવરની જગ્યાને રોકાણ અને થોભવાનું સ્થળ ન બનાવો:**

હઝરત અબૂ સઈદ ખુદરી(રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લહ(ﷺ)એ ફરમાવ્યું કે તમે રસ્તા પર બેસવાથી બચો. સહાબા (રદિ.)એ અરજ કરી યા રસૂલલ્લાહ(ﷺ) ! અમને અમારી મજલિસોમાં બેસીને વાત કરવાની મજબૂરી છે. તો આપ(ﷺ)એ ઈરશાદ ફરમાવ્યો: જો તમે માનતા નથી તો રસ્તાનો હક અદા કરો. સહાબા (રદિ.)એ અરજ કરી કે રસ્તાનો શો હક છે ? આપ(ﷺ)એ ફરમાવ્યું : આંખોને નીચે રાખવી,(રસ્તામાં) કોઈને તકલીફ ન આપવી, સલામનો જવાબ આપવો, સારી વાતનો હુકમ કરવો, ખરાબ વાતથી રોકવા.

(મુસ્લિમ શરીફ : ૨ / ૨૧૩, ફતાવા રહીમિય્યહ : ૪/૯૯)

**ફાયદો :** આ હદીસ પઢીને, સાંભળીને આપણે આપણી હાલતની જલદી ઈસ્લાહ કરવી જોઈએ, જયાં આપણે સામાન્ય અને જાહેર માર્ગોને મજલિસની શોભા બનાવી દીધી છે. હાલાંકે આ હદીસમાં સ્પષ્ટપણે ઈર્શાદે નબવી છે કે રસ્તા પર બેસવાથી પોતાને બચાવો.

**(૩) રસ્તામાં બેસવામાં કોઈ ભલાઈ નથી :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (ﷺ)એ ફરમાવ્યું : રસ્તા પર બેસવું કોઈ સારું કામ નથી. હા, જે વ્યકિત રસ્તો ભૂલી ગઈ હોય અથવા આંધળાને રસ્તો બતાવે, સલામનો જવાબ આપે. (હરામ ચીજોને જોવાથી) આંખો બંધ કરી દે અને તે વ્યકિતની મદદ કરે જે બોજ ઉઠાવીને આવતી હોય (તો એવી વ્યકિતએ રસ્તામાં બેસવામાં કોઈ વાંધો નથી. (મિશ્કાત : ૩૯૯)

**ફાયદો :** જો હકીકતમાં આપણે ભલાઈની શોધમાં છીએ તો આ ફિત્નાના જમાનામાં આપણા ઈમાન, જાન અને માલની સલામતી તેમાં છે કે આપણે રસ્તાઓ પર બેસવાથી પરહેજ કરીએ. કોઈ નામહરમ પર નજર નાખવાથી ઈમાનનું નુકસાન, તો કયારેક જાનનું નુકસાન પણ થઈ શકે છે, એટલા માટે રહમતુલ લિલ આલમીન (ﷺ)એ નજાત અને ભલાઈની ચાવી આપીને ઘરમાં શાંતિથી બેસવાની અને રસ્તામાં ન બેસવાની તાકીદ કરી છે.

**(૪) માનવી તો માનવી, જાનવરોના હક્કોનો પણ રસ્તામાં ખ્યાલ રાખો :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (ﷺ)એ ઈર્શાદ ફરમાવ્યો : જયારે તમે છત (સહુલત)ના સમયમાં ઊંટો પર સફર કરો તો ઊંટોને જમીનમાંથી તેમના ખોરાકનો હક અદા કરો અને અછત (તંગી)ના સમયમાં સફર કરો તો તેમની ઉપર જલદી સફર કરો. જયારે તમે રાતમાં કયાંક પડાવ નાખો તો રસ્તામાં પડાવ ન નાખો, કારણ કે તેની ઉપર પશુઓ ચાલે છે અને રસ્તો ઝેરી જાનવરોનું ઠેકાણું અને તેમનો માર્ગ છે. (મુસ્લિમ, મિશ્કાત : ૩૩૮)

**ફાયદો :** જિહાદ, દા'વત અને તબ્લીગનો સફર જે હંગામી અને કોઈક વખતે હોય છે તેમાં જયારે રસૂલે કરીમ (ﷺ)એ પશુઓને તકલીફ પહોંચાડવાનું નિમિત્ત ન બનવાની હિદાયત ફરમાવી છે, તો કેટલા

અફસોસની વાત છે કે આપણે પ્રાણીઓ, માનવી અહીંયા સુધી કે મુસલમાનોનો રસ્તો રોકીને તકલીફ પહોંચાડવાથી બચતા નથી ; બલકે દરરોજનો નિયમ બનાવી લીધો છે, હાલાંકે આ હદીસમાં ભારપૂર્વક હુકમ છે અને તેની ઉપર અમલ કરવો જરૂરી છે.

**(૫) રસ્તાના હક્કો અદા કરો :**

હઝરત અબૂ તલ્હા (રદિ.)થી રિવાયત છે કે મકાનની સામે જે જમીન હોય છે ત્યાં અમે બેઠા બેઠા વાતો કરી રહયા હતા, એટલામાં રસૂલે કરીમ (ﷺ) તશરીફ લાવ્યા અને આપ (ﷺ)એ ફરમાવ્યું: તમને રસ્તામાં બેસવાથી શો મતલબ ? તમે લોકો રસ્તામાં મજલિસ લગાવીને બેસવાથી બચો. અમે અરજ કરી કે હે અલ્લાહના રસૂલ ! ( અમે કોઈ ખરાબ કામ માટે નથી બેઠા, બલકે અમે આમ – તેમનું વર્ણન અને વાતો કરવા બેઠા હતા. આપ (ﷺ)એ ફરમાવ્યું : સારુ, જો તમે નથી માનતા તો રસ્તાનો હક અદા કરો, એટલે આંખો નીચી રાખો (જેથી નામહરમ પર નજર ન પડે), સલામનો જવાબ આપો અને ભલી વાતો કરો.

(મુસ્લિમ:૨ / ૨૧૩)

હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.)એ ઉપરની ત્રણ ચીજો સિવાય બીજી ચીજોને પણ શરત પ્રમાણે ફત્હુલ બારીમાં બયાન કરી છે, જે આ પ્રમાણે છે :

(૪) છીંકનારને જવાબ આપવો,
(૫) બોજ ઉઠાવેલાની મદદ કરવી,
(૬) મઝલૂમની હિમાયત કરવી,
(૭) પરેશાન વ્યકિતની મદદ કરવી,
(૮) રસ્તો ભૂલી ગયેલા–ભટકેલા, પરેશાન હાલ વ્યકિતની મદદ કરવી,
(૯) બુરાઈથી રોકવો,
(૧૦) તકલીફોથી લોકોને દૂર રાખવા,

(૧૧) રોકાણ અને વિરામ સમયે અલ્લાહનો ઝિક્ર કરવો,
(૧૨) સલામ ફેલાવવી, (સલામનો રિવાજ પાડવો).

**ફાયદો :** આ હદીસે પાકની સમજુતિમાં ઈમામ નવવી (રહ.) મુસ્લિમ શરીફની શરહમાં લખે છે કે આ હદીસે પાકનો મતલબ વાતો વગેરે કરવા માટે રસ્તા પર બેસવાની બુરાઈ બયાન કરવી છે અને રસ્તા પર બેસવાની મનાઈનું બીજું કારણ એ છે કે એ જગ્યાએ બેસવાથી ફિત્નો અને ગુનોહ થવાની શકયતા છે, કારણ કે એ સ્ત્રીઓને પસાર થવાની જગ્યા છે અને રસ્તે ચાલનારને તકલીફ આપવામાં એ પણ શામેલ છે કે ચાલનારાઓ માટે રસ્તો તંગ કરી દેવામાં આવે અથવા સ્ત્રીઓ વગેરેને પોતાના કામ માટે નીકળવામાં તકલીફ થાય અથવા કોઈની દુકાન અથવા મકાનની સામે બેસવાથી મકાન માલિકને તકલીફ થાય. (આ બધી રીતોની મનાઈ છે.) (હાશિયહ મુસ્લિમ : ૨૧૩)

**ફાયદો :** આ હદીસે પાકમાં સામાન્ય હુકમ એ છે કે રસ્તા પર બેસવાથી બચવું જોઈએ, જો જરૂરત માટે બેસવું પડે તો તેની શરત સાથે જાઈઝ છે કે રસ્તાના હક્કો અદા કરવામાં આવે, જો આ શરત પૂરી નથી થતી તો માલૂમ થયું કે રસ્તા પર બેસવું પણ સહીહ નથી. વિચારવા પાત્ર છે કે આપણે રસ્તા પર આ ત્રણેય શરતોમાંથી કઈ શરત પર અમલ કરીએ છીએ.



# પુરવણી

## રસ્તો સાંકડો કરવો અને અવર–જવર કરનારાઓને તકલીફ પહોંચાડવી અને હક મારવાની વિવિધ સૂરતો જે ગુનાહિત કૃત્ય છે

(૧) **જાહેર માર્ગો પર અને રસ્તાઓ પર જલસા–જુલૂસ કાઢવું:** જાહેર માર્ગો, હાઈવે અને સડકો પર જલસા – જુલૂસ કાઢવું, દીની મજલિસ કરવી યોગ્ય નથી. હા, એ વાત સત્ય છે કે રસ્તામાં કે અવર – જવરના માર્ગો પર બયાન રાખવામાં ફાયદો છે કે તલબ વગરના લોકોમાં દીનની વાત પહોંચાડવાનું નિમિત્ત છે. આ જરૂરત પૂરી કરવા માટે પોતાના મહોલ્લામાં અને પોતાની હદમાં મજલિસ રાખવામાં કોઈ વાંધો નથી, પરંતુ તેમાં પણ એ વાતનો ખ્યાલ રાખવો કે માઈકનો અવાજ જરૂરત કરતાં વધુ જોરથી ન હોય, એટલા માટે કે મહોલ્લામાં બીમાર, બાળકો અને હિન્દુભાઈઓ પણ રહેતા હોય છે, તેમને તકલીફ ન થાય તેનો ખ્યાલ રાખવો ખૂબ જ જરૂરી છે, નહીં તો એ બયાન સવાબને બદલે અઝાબનું કારણ બની જશે.

(૨) એ જ પ્રમાણે લગ્ન પ્રસંગે અને પોગ્રામોમાં તેમજ ખુશી – ગમીના અવસરે રસ્તા વચ્ચે મંડપ અને ખુરસીઓ મૂકી દેવી એ જ હુકમમાં છે.

(૩) પોતાના અંગત પ્રશ્નો અને માંગણીઓ માટે હડતાલ અને રેલીઓ યોજી રસ્તામાં ભીડ કરવી, જેમાં કેટલીક વખતે લોકલ લોકો સિવાય નેશનલ હાઈવેનાં વાહનોને પણ રોકવામાં આવે છે, તેમાં તકલીફ સાથે જુલ્મ પણ છે, આ તકલીફનો એહસાસ અને અંદાજો તે લોકો જ કરી શકે છે. દા.ત. કોઈ બીમારને ઈમરજન્સી હોસ્પિટલમાં લઈ જઈ રહયા હોય અને રસ્તો બંધ હોવાને કારણે

તે ગરીબ રસ્તામાં જ મરણ પામી જાય અથવા ઈલાજમાં મોડું થાય અથવા કોઈ ટ્રેન વગેરેમાં મુસાફરીની નિય્યતે નીકળ્યો અને તેમાં મોડું થવાને કારણે તેની ટ્રેન છૂટી ગઈ અથવા સ્ત્રીને ડિલેવરી માટે દવાખાને લઈ જતા એને રસ્તામાં જ વિલાદતની કામગીરી શરૂ થઈ ગઈ તો તે બિચારીથી પૂછો કે શું થાય છે ?

**(૪) ટ્રાફિક સિગ્નલનો ભંગ કરીને આગળ વધવું :**

આ નિયમનો ભંગ કરવાથી મોટાં શહેરોમાં અકસ્માત અને ખતરનાક બનાવો આપણે વર્તમાન પત્રોમાં દરરોજ વાંચીએ છીએ, આપણી આ ઝડપ અને ભૂલ અનેક ગુનાહોનું પરિણામ છે.

(૧) ટ્રાફિક કંટ્રોલનો ધારો એટલા માટે છે કે લાઈસન્સ તેને જ આપવામાં આવે છે, જે ડ્રાઈવીંગના નિયમોની પાબંદી કરે, તો જાણે આ વ્યકિત તેની વિરુદ્ધ કરી તેનો ગુનેહગાર બન્યો.

(૨) તેને સિગ્નલના નિયમોનો ભંગ કરીને તેને ઓળંગી ગયો એટલે તેણે વચનભંગ કર્યો અને વચનભંગ કરવાનો ગુનોહ લાગશે.

(૩) સામેવાળો જે ઝડપથી પસાર થશે આપણી આ કઢંગી કુટેવથી તે બ્રેક લગાવીને માનસિક રીતે તકલીફમાં મુકાય જશે. જે એક ગુનોહ છે.

(૪) ટ્રાફિક કંટ્રોલના અધિકારીઓએ બધાને સડક પર ચાલવાનો હક આપ્યો છે અને તેના માટે એક સુંદર આયોજન કર્યું છે, તો આ વ્યકિત ઉતાવળ કરીને માનવીના રૂપમાં શૈતાન બનીને બીજાના માર્ગ પર બળજબરી કરીને તેનો હક મારે છે. આમ તો ટ્રાફિક સિગ્નલને ઓળંગી જવો સામાન્ય છે, પરંતુ આ કાર્ય શરીઅતમાં અને સરકારી રીતે મોટા ગુનાહનું કારણ બની કયારેક જાનને નુકસાન પહોંચાડે છે, તો કયારેક ઈમાન અને ઈસ્લામને.

(૫) એવી જ રીતે રેલવે ફાટક બંધ હોવાને લીધે જલદી નીકળવાની નિય્યતે બીજાની લાઈનમાં ભરાય જાય છે.

(૬) એવી રીતે વન–વે માર્ગમાં ભરાય જવું, એટલે ટ્રાફિક કંટ્રોલ વાળાઓએ શહેરોના કેટલાક માર્ગોને એક બાજુથી બંધ કરી દીધા છે, તેની પરવા કર્યા વિના પોતાની ગાડીને તેમાં દાખલ કરવી. તેનાથી કેટલીક વખતે સાંકડા રસ્તાને કારણે ગાડીઓ સામસામે આવી જાય છે, તેથી રસ્તો બંધ થઈ જાય છે.

(૭) એવી રીતે કેટલાંક ગામોના નાના નાના ગ્રામ્ય માર્ગો હાઈવે સાથે જોડાય છે, તો ગ્રામ્ય માર્ગથી હાઈવે પર આવવા માટે બંને બાજુ જોયા વગર હાઈવે પર પડી જવું પણ જાન અને માલને હાનિ પહોંચાડે છે.

## (૮) ગાડીઓને પાર્ક કરવાની ખોટી રીતઃ

આ મામલામાં પણ ગફલત વર્તવી ગુનાહોનું કારણ બની જાય છે, દા.ત. જાહેર રસ્તાઓ પરથી બધા પસાર થાય છે, ત્યાં અથવા કોઈ વ્યકિતની માલિકીની દુકાન અથવા મકાન સામે ગાડી પાર્ક કરવી.(હાલાંકે કેટલીક જગ્યાએ "નો–પાર્કિંગ" લખેલું હોય છે.) તેને કારણે તેની ઉપર અથવા તેના વેપાર ઉપર અસર પડે છે તે મોટો ગુનોહ છે, તેમાં બીજાનો હક મારવાની સાથે કાનૂન તોડવાનો પણ ગુનોહ છે.

(૯) કેટલાક લોકો પોતાની દુકાન અથવા મકાન સામેથી પસાર થતા રસ્તા અને સડકની અમુક જગ્યા પર કબજો જમાવી લે છે, એવી વ્યકિત જાહેર રસ્તો દબાવવાની સાથે સાથે સરકારી ગુનોહ પણ કરે છે અને રસ્તો સાંકડો કરનાર લોકોની વઈદમાં દાખલ થાય છે. મુફતિયાને કિરામે તો અહીંયા સુધી સ્પષ્ટતા કરી છે કે પોતાના મકાન અથવા દુકાનની બારી જે સડક બાજુ હોય તેની ઉપર છજુ કાઢવું કે સડકનો થોડો ભાગ તેની નીચે આવી જાય, યોગ્ય નથી. (નિદાએશાહી)

(૧૦) કેટલાક લોકો પોતાના ઘરની સામે રસ્તા પર ઈંટ, પથ્થર અથવા માટી નાખીને કેટલોક ભાગ ઊંચો કરી દે છે અને રસ્તો સાંકડો

કરી દે છે.

(૧૧) અમુક લોકો ગાય,ભેંસ,બકરી·વગેરે જેવા પશુઓ બાંધીને રસ્તો સાંકડો કરી દે છે.

(૧૨) કેટલાક સંડાસ – બાથરૂમની આગળ ગંદકી ભેગી કરવા ખુલ્લા ખાડા રસ્તા પર કરે છે.

(૧૩) કેટલાક લોકો બાળકોને પેશાબ – જાજરૂ માટે રસ્તા પર બેસાડી દે છે.

(૧૪) કેટલાક લોકો પોતાનો સામાન વેચવા લારી લઈને એ રીતે ઊભા રહે છે કે રસ્તો તંગ થઈ જાય છે.

(૧૫) કેટલીક વખતે રસ્તાઓ પર RTO તરફથી ડાયવર્ઝન સ્પીડ બ્રેક લગાવેલ હોય છે, તેને તોડી નાખે છે. કેટલીક જગ્યાએ ડાયવર્ઝન ન હોય ત્યાં પોતાની તરફથી લગાવી દે છે.

(૧૬) કેટલીક વખતે બાળકો, બલકે મોટા લોકો પણ રસ્તા પર ક્રિકેટ, કબડ્ડી વગેરે રમતો શરૂ કરી દે છે.

(૧૭) કેટલીક વખતે મિત્રો પગપાળા અથવા બાઈક વગેરે પણ એવી રીતે એક સાથે ચાલે છે કે બધો રસ્તો રોકી લે છે. પોતાની સાઈટ છોડીને બીજી તરફ આ રીતે ચાલવું યોગ્ય નથી.

ખાસ કરીને આ સિલસિલામાં સ્ત્રીઓ કેટલીક વખતે આખો રસ્તો રોકીને ચાલે છે. પ્રસંગોમાં આવતા – જતા આમ બનતું હોય છે. મુસલમાન સ્ત્રીઓ માટે આ હરકત ખૂબ જ શરમજનક અને અધર્મતાની નિશાની છે, અલ્લાહના રસૂલ (ﷺ)એ જયારે સહાબા (રદિ.) સામે રસ્તાના હક્કો બયાન કરતા એક તરફ ચાલવાની હિદાયત આપી તો તે સમયની સ્ત્રીઓએ આ ફરમાન પર એટલી પાબંદીથી અમલ કર્યો કે મદીનાની ગલીઓમાં રસ્તાઓ પર એટલી સાવધાનીથી એક તરફ ચાલવા લાગી કે કપડાં દિવાલોને સ્પર્શતાં હતાં.

(૧૮) કેટલાક લોકો ખાડાઓનું પાણી રસ્તામાં નાખીને કાદવ–કીચડ કરે છે.

(૧૯) કેટલાક લોકો ઉપલા માળનું પાણી મોસમ વગર નાખતા રહે છે, તેનાથી નીચેના લોકો પરેશાન થાય છે.

(૨૦) કેટલાક લોકો વરસાદ વગેરેનું પાણી ભેગું હોય અથવા ખાડો હોય ત્યાંથી એટલી ઝડપથી પોતાની ગાડી ચલાવે છે કે રસ્તા પરના લોકોનાં કપડાં ખરાબ થઈ જાય છે.

(૨૧) કેટલાક લોકો રાત્રીના સમયે જરૂરત વગર સામેવાળા પર ફૂલ લાઈટ પાડે છે, તેનાથી અકસ્માત થવાની શકયતા છે.

(૨૨) કેટલાક લોકો પોતાની ગાડીમાં સાઈલેશન એવું ભયાનક રખાવે છે કે દૂર સુધી લોકોને તકલીફ પહોંચાડે છે. આ રીતે કરવું શરીઅત માં અને કાયદાકીય રીતે પણ ગુનોહ બને છે.

(૨૩) કેટલાક લોકો જરૂરત વગર હોર્ન વગાડયા જ કરે છે.

(૨૪) અમુક લોકો પોતાની ગાડીઓમાં ટેપ લગાડીને જોર જોરથી ગીત – સંગીત વગાડે છે, હાલાંકે આ રીતે નઝમ, બયાન પણ વાગી રહયાં હોય તો પણ સહીહ – યોગ્ય નથી.

(૨૫) અમુક લોકો સમજયા વગર આગળ વધવાને કારણે ઓવરટેક કરે છે, જેનાથી મોટે ભાગે અકસ્માત થવાની શકયતા છે.

(૨૬) અમુક લોકો કુર્બાનીના દિવસોમાં આંતરડાં, હોજરી અને બીજી નકામી વસ્તુઓ રસ્તા પર નાખી દે છે.

(૨૭) અમુક લોકો સ્ટેશન વગેરે પર આડ (સુતરો) મુકયા વગર નમાઝ શરૂ કરી દે છે. તેનાથી અવર – જવર કરનારાઓને તકલીફ પડે છે.

(૨૮) કેટલાક લોકો મસ્જિદની વચ્ચે અથવા છેલ્લી સફમાં સુન્નતો અને નફીલ નમાઝો પઢે છે, હાલાંકે દીવાલ અને સ્તંભ (થાંભલા) પાછળ જગ્યા છે એવા લોકો મસ્જિદમાં સવાબની નિય્યતે આવે

છે, પરંતુ બીજાની તકલીફનું કારણ બનીને સવાબને બદલે ગુનાહના હકદાર બને છે.

(૨૯) અમુક લોકો રસ્તામાં કેળાની છાલ નાખે છે. ઉપરાંત, બીડી – સિગારેટના ટુકડા તેમજ પાનની પિચકારી મારતા રહે છે, નાક સાફ કરે છે, આ બધી બાબતો રસ્તામાં ગંદકી કરનારી છે અને વટેમાર્ગુઓને તકલીફ આપનારી છે.

યુરોપ જેવા પશ્ચિમના દેશોએ આપણા આ ઈસ્લામી પવિત્ર નિયમોને અપનાવીને દુનિયામાં પોતાનો સિક્કો જમાવી દીધો છે અને મુસલમાનોએ ઈસ્લામના પવિત્ર સિધ્ધાંતોને પીઠ પાછળ નાખીને પોતાના ઉપર અને પોતાના ધર્મના નામ પર કલંક લાગવ્યું છે.

اے تماشا گاہ عالم روئے تو　　تو کجا بہر تماشا می روی

